# બીસ્મીલ્લાહીર રહમાનીર રહીમ.

## નહમદોહુ વ નોસલ્લી અલા રસૂલેહીલ કરીમ.

અમ્માબાદ ખાકસાર સૈયદ જાફરઅલી અફલ્લાહો અનહો કહે છે કે—

આજથી એક સદી પેહલા હીદુસ્તાનના મુસલમાનોમા અરબી, ફારસી, ઇલમની તાલીમનો બહુજ શોક હતો તેથી મુસલમાનો પોતાના મઝહબથી અને દીની જરૂરીયાતોથી વાકેફ હતા

હમારા જમાનામા મુસલમાનોએ અરબી, ફારસી, ઇલમ પઢવાનુ છોડી દીધુ તેથી વધારે મુસલમાનો દીની બાબતોથી બે ખબર થવા લાગ્યા

કેટલાક મુસલમાનો એવા પણ મલશે કે તેમને ઇસલામના અરકાન કે અહકામ માલમ નથી કેટલાક મુસલમાનો સુન્ની હોવા છતા તેમને મઝહબ અહલે સુન્નત વ જમાઅતના અકાએદની ખબર નથી તેમ હનફી મઝહબ શુ છે સેંકડે ૫ ચાણુ ટકાને ખબર નથી તેથી બઅઝ મસાએલમા કેટલાક આપણા ભાઇઓ બે ઇલમીના લીધે ગુમરાહીના ખાડામા પડવા લાગ્યા અને અકીદાઓ ખરાબ થવા લાગ્યા

બહુ દીવસથી ખાકસારના દીલમા વીચાર થતો હતો કે અરબી, ફારસી, ઉરદુમા તો મઝહબી કીતાબો બહુ છે પણ ગુજરાતી માં હોય તો સારૂ કે આપણા ગુજરાત, કાઠીઆવાડના ભાઇઓ પણ દીની બાબતોથી વાકેફ થાએ અને મઝહબ અહલે સુન્નત વ જમાઅત જેના પર સરવે સહાબા તથા તાબેઇન તથા બુઝરગાન દીન ચાલ્યા છે તેથી વાકેફ થાએ તેમજ કેટલાક બુઝરગોએ ફરમાવ્યુ કે ગુજરાતીમાં કોઇ મોઅતબર કીતાબ હોય તો મુસલમાનોને ફેઝ સારો પોચે

ખાકસારે કીતાબ હદયતુલ હરમૈનને જોઇ કે જે ખાસ મક્કા શરીફમા આજથી પાસઠ વરસ પર લખવામા આવી છે અને એ કીતાબ પર મક્કા શરીફ તથા મદીના શરીફના મોટા દરજાના મુફતીઓ હનફી શાફેઇ માલેકી હમ્બલી તથા બયતુલ્લાહ શરીફના ઇમામ સાહેબ તથા મસજીદ નબવીના ખતીબ સાહેબ વીગેરેએ મજબુત અભીપ્રાયો દીધા છે (જે પાછળ જોવાથી માલમ પડશે) કે આ કીતાબના દલાએલ કુરઆન શરીફ હદીસો વીગેરેના મુવાફીક છે

હકીકતમા આઇ કીતાબ દરેક સુન્ની મુસલમાન હનફી-બુલ એઅતેકાદને કાબીલ છે દરેક ઇમાનદારના મકાનમા રાખવા લાએક કે સહાબા તાબેઇન તથા મહાન બુઝરગો જે સીધા રસ્તા પર ચાલ્યા તે આ કીતાબ જોવાથી માલમ પડે છે તેથી ખાકસારે ઇસલામી ભાઇઓને વાકેફ કરવા મજકુર કીતાબનો ગુજરાતી જબાનમા તરજુમો કીધો અને કેટલીક જગ્યા જરૂરી હાશયાઓમા કુરઆન શરીફ હદીસો તથા મહાન બુઝરગોના ફરમાનોના ખુલાસાઓ લખ્યા

મજકુર અરબી કીતાબને ખાકસારે રબ્બાની ઓલમાઅ અને મશાએખ હીંદની ખીદમતમા મોકલી અને તેઓના અભીપ્રાયો માગ્યા અલહમદો લીલ્લાહ બુઝરૂગ ઓલમા અને મશાએખોએ એ કીતાબને બહુજ પસંદ કીધી અને પોતાના દીલથી દુઆઓ દીધી

સુબહાનલ્લાહ જ્યારે એ કીતાબને હરમૈન શરીફૈનના મકબુલ હક્કાની ઓલમાઅ તથા હીંદુસ્થાનના રબ્બાની ઓલ માએ પસંદ કરી મજબુત અભીપ્રાયો લખ્યા હોય તો આમ મુસલમાનોને એથી વધુ કઇ સબુતીઓ જોઇએ

આ કીતાબમા કેટલીક જગ્યા એકજ મતલબની બે ત્રણ દલીલો હતી વીગેરે તેથી લંબાણ થવાના કારણે કેટલીક દલીલો કમી કરવામા આવી છે તેજ મસઅલાની વધુ દલીલો જોવી હોય તો આ કીતાબ અરબીમા ઉરદુ તરજુમા સાથે મલે છે. તેમા જોઇ લેવુ.

ખુદાપાક આઇ કીતાબને મકબુલ ફરનાવી મને અને મારા ઇસલામી ભાઇઓને ફેઝ પોચાડે અને સીધા રસતા પર ચાલ વાની તોફીક આપે આમીન

વ સલલ્લાહો તઆલા અલા ખેર ખલકેહી મોહમ્મદીન વ આલેહી વ અસહાબેહી અજમઇન વ આખેરો દઅવાના અનીલ હમદો લીલ્લાહ રબ્બીલ આલમીન

ખાદેમુલ ઓલમાઅ વલ મશાએખ,

સૈયદ જાફરઅલી (સારસવી) અફલ્લાહો અનહો

હાલ મુ૦ સુરત. ઠે૦ સૈયદપુરા,

તા૦ ૧ રમઝાન મુબારક ૧૩૪૩ હીજરી.

# બીસમીલ્લા હીર રહમાનીર રહીમ.

સરવે તારીફો ખુદાએ પાક માટે છે જેણે પેગમ્બરોને ખુશખબરી સંભલાવનારા અને ડરાવનારા બનાવી મોકલ્યા કે પેગમબરો મોકલ્યા પછી લોકોની ખુદા પાક પર [કયામતમા] કોઇ હુજજત બાકી નહી રહે અને હઝરત મોહમ્મદ સલ્લલ્લાહો અલૈહે વ સલલમને અને આપની આલ [અવલાદ] અને અસહાબને [હીદાયતના] સઉથી વધારે માધા અને સઉથી વધારે મજબુત રસતાઓ બતાવવા માટે ખાસ કરી લીધા અને હઝરતની લાગફત નોબુવ્વત પર સાચી અને આદેલ ગવાહીઓ કાએમ કીધી અને હઝરતની રેસાલતની બુઝરગી પર પટાની કામીલ દલીલો કાએમ કીધી અને તેને હઝરતની મોહબ્બતનો વસીલો બનાવ્યો એવી મોહબ્બત કે જે સરવે નેકીઓની જડ છે અને તેને હઝરતની તાબેદારીનો ઝરીઓ બનાવ્યો એવી તાબેદારી કે જે સરવે એબાદતોમા સરદાર છે **વ સલલલ્લાહો અલૈહે વ અલા સાએરીન નબીય્યીન વ સાઅરીસ સાલેહીન નેહાયતા મા યમબગી અંય યસ-અલહુસ સાએલુન કુલ્લમા ઝકરહુઝ ઝાકેરૂન વ કુલ્લમા ગફલા અને ઝીકરેહીલ ગાફેલુન વ સલલમા તસલીમન કસીરન કસારા અમ્મા બઅદ** બદએ મીસકીન ફકીર ખુદાએ કરીમ તરફ મોહતાજ મોહમ્મદ અબદુલ હકીમ બીન ફાઝલ જલીલ મવ લાના મોહમ્મદ અબદુરરહીમ કહે છે ખુદાએ પાક બેઉને પોતાના ફઝલોના દરયાઓમા ડુબાવે (જે) નસબ તરીકે ઉલવી અને વતન અને પેદાયીશ તરીકે દેહલવી અને મુલક અને બેલાદ તરીકે હીંદી અને દીન અને ઇસ-લામ તરીકે મોહમ્મદી અને મઝહબ અને તકલીદ અને ઇનકયાદ તરીકે હનફી અને ગીલસેલાહ અને ઇરશાદ તરીકે કાદેરી છે મશારેક અને મગ-રબવાલાના ઇમનાઝ [જે] આલમામા વધારે પરહેજગાર અને ફાઝેલોમા વધારે બુઝરગ ફસીહોમા વધારે ફસીહ બોલગાઅમા વધારે બલીગ હાફેઝ હરમેન શરીફેન ગઅસુલ મોહદ્દેસીન અસામુલ મોફસ્સેરીન જદ્દી મોહ-મ્મદ કાસીમ મેરાજુદ દેહલવીનો શાગરીદ છે ખુદાએ પાક તેમની કબર શરીફને ઠંડી કરે—(કહે છે) કે આઇ રેસાલામા ચૌદ બાબ છે

(ફેહરીસત શરૂમા જુઓ)

# બાબ પેહલો.



## હઝરત સૈયદુલ મુરસલીન (મોહમ્મદ) સલ્લલ્લાહો અલૈહે વ સલલમને ઈલ્મે અવ્વલીન અને આખેરીન (મલ્યુ) હતું તેના સબુતીના બયાનમાં

(હદીસ શરીફ) હઝરત રસુલુલ્લાહ સલલ્લાહો અલૈહે વ સલલમે ફરમાવ્યુ છે કે બેશક અલાહ પાકે દુનયાને મારા માટે બલંદ (ઉંચી) કીધી અને હુ દુન્યા તરફ અને જે કાઇ કયામત સુધી તેમા થવાનુ છે જોઉ છુ (એવી રીતે જોઉ છુ) જેવુ કે આઇ હથેલી ને જોઉ છુ (સર્વે દુન્યા આપની હથેલી આગલ હોય એવી રીતે આપ દુન્યાને જુવે છે) આઇ હદીસ તીબરાની (કીતાબ)મા છે અને મીશકાત શરીફની હદીસમા છે, કે જાણી લીધું મે જે કાઈ આકાશો અને પૃથવીઓમા છે અને શેખને હજર મકકી રહમતુલ્લાહે આઇ હદીસની શરહમા બયાન કીધુ છે હઝરતે ફરમાવ્યુ કે મે સરવે મોજુદાત (જે ચીજો મોજુદ છે) ને જાણી લીધુ.

અને અબુ દાઉદની હદીસમા છે કે સહાબી ફરમાવે છે કે એક જગ્યા હમારા દરમ્યાન રસુલુલ્લાહ સલલ્લાહો અલૈહે વ સલલમ ઉભા થયા અને કયામત સુધીની કોઇ ચીજ બયાન કરવામા છોડી નહી [1] અને તીરમેઝી શરીફમા હઝરત અબદુલ્લાહ બીન ઉમર રદે યલ્લાહો અનહોમાથી રેવાયત છે કે હમારા તરફ રસુલુલ્લાહો સલલ્લાહો અલૈહે વ સલલમ તશરીફ લાવ્યા અને આપના હાથમા બે કીતાબો હતી પછી (આપે) ફરમાવ્યુ શુ તમો જાણો છો આ બે કીતાબો શુ છે હમોએ કહયુ યા રસુલુલ્લાહ હમો નથી જાણતા પણ આપ હમને ખબર કરો પછી હઝરતે ફરમાવ્યુ જે મારા સીધા હાથમા છે તે કીતાબ રબ્બુલ આલમીન તરફની છે એમા જન્નતીઓના નામો અને તેમના બાપોના નામો અને તેમના કુટુંબોના નામો છે અને બીજાઓનો હાલ મુજમલ

1 બુખારી—શરીફની શરહ ઊમદતુલકારીમા છે કે હઝરતે થોડીવારમા કયામત સુધીના હાલ બયાન કરી દીધા એ હઝરતનો મોઅજેઝો હતો અને મીશકાત શરીફની શરેહ મીરકાતમા છે - આઈ વાત સમજવા માટે ખુદાપાકના ફેઝ વગર બીજો કોઈ રસ્તો નથી

રાખ્યો તેથી એમા (જન્નતીઓમા) ન વધારે થશે અને ન કમી થશે પછી (હઝરતે) ફરમાવ્યુ જે (કીતાબ) મારા ડાબા હાથમા છે એ કીતાબ રબ્બુલ આલમીન તરફની છે એમા દોઝખીઓના નામો છે અને બીજાઓનો હાલ મુજમલ રાખ્યો તેથી હમેશા (દોઝખીઓમા) ન તો વધારે થશે અને ન તો કમી થશે (તીરમેઝી)

(અને હાફેઝ સુયુતી રહમતુલ્લાહે રેસાલા ખસાએસમા બયાન કીધુ કે) હઝરત રસુલે અકરમ સલલ્લાહો અલૈહે વ સલલમ પર જે આપની ઉમ્મતમા કયામત સુધી થવાનુ હતુ તે સરવે પેશ કરવામા આવ્યુ છે અને ખાતેમુલ મુજતેહદીન ઇમામે હજર મક્કી રહમતુલ્લાહે તેરેહ અરબઇનમા ફરમાવ્યુ છે કે રસુલે અકરમ સલલ્લાહો અલૈહે વ સલલમ વીગતવાર અને મુજમલ રીતે તે ચીજોને જાણતા હતા જે પોતાના પછી થનાર હતી કેમકે (એ વાત) સાબીત છે કે જન્નતમા અને દોઝખમા પોતાના ઠેકાણાઓમા (લોકોના) દાખલ થતા સુધી જે કાઇ થવાનુ છે તે સરવે હઝરત પર રોશન કરવામા આવ્યુ છે (સરેહ અરબઇન,[1] અને ખતીબ (અલ્લામા) કુસતોલાની રહમતુલ્લાહ મવાહેબમા ફરમાવ્યુ છે કે (હઝરતના રોઝા મુબારકની) ઝીયારત કરનાર ને હઝરત પોતાના ઇલમના લીધે પોતાની સામે ઉભો છે એમ જાણે છે અને આપનુ સાભલવુ તથા કલામ (વાત) કરવુ) જીદગી મુબારક જેવુ છે કેમકે આપની જીદગી અને વફાતના હાલમા પોતાની ઉમ્મતને જોવા માટે અને તેમના હાલો જાણવા માટે અને નૈયતો અને મકસદો અને ખતરાઓપર (વાકેફ થવામા) કાઇ ફરક નથી (ઉમ્મતના હાલો વફાત પછી પણ આપ જાણે છે) (મવાહેબ) અને (અલ્લામા બુસીરી રહમતુલ્લાહના) કસીદા બુરદા શરીફમા છે

---

૧ હઝરતે ફરમાવ્યુ કે મારી ઉપર જે લોકો ઇમાન લાવશે અને નહી લાવશે તે મે જાણી લીધુ તો મુનાફેકો મઝાકથી કહેવા લાગ્યા જે લોકો હજુ પેદા નથી થયા તેમા કોણ ઈમાનવાળો છે અને કોણ કાફર છે એવુ મોહમ્મદ ગુમાન કરે છે [સમજે છે] અને હમે તો આપની સાથે છીએ અને આપ હમોને ઓળખતા નથી તેથી હઝરતે મીમ્બર પર ઉભા થઈ હમ્દો સના બાદ ફરમાવ્યુ લોકોનો શુ હાલ છે કે મારા ઇલમમા તઅન કરે છે અલ્લાહપાકની કસમ કયામત સુધીની ચીજો તમો પુછશો તો હુ તે ચીજોની ખબર આપીશ (તફસીરે બગવી)



## શેઅર

ફ ઇન્ના મીન જુદેકદ દુન્યા વ ઝરરતહા,
વમીન ઉલુમેકલ લોહે વલ કલમી[૧]

(**અર્થ**—અય નબીએ પાક સલલલાહો અલૈહે વ સલલ્લમ આપની સખાવતમાથી દુન્યા અને આખેરત છે અને આપના ઇલમના ભાગોમાથી લોહ (મહફુઝ) અને કલમનો ઇલમ છે) અને ઇમામ યાફેઇ રહમતુલ્લાહે તાજુલ આરેફીન અબીલ વફા અથી ખુલાસતુલ મફાખેરમા નકલ કરી ફરમાવ્યુ છે કે શેખ (મુરશદ) શેખ નથી થતો જયા સુધી કાફથી કાફ સુધી જાણે નહી પછી પુછવામા આવ્યુ કે શુ ચીજ કાફથી કાફ સુધી છે ફરમાવ્યુ કે અલ્લાહ પાક સઘળી દુનીયાની મોજુદ ચીજોપર તેને ખબરદાર કરે છે જે શરૂ પેદાએશ થી વજુદમા છે

## (ઇલમે ગેબ ઝાતી ખુદાપાકનેજ માટે છે અને પેગમબરોને ઇલમે અતાઈ (ખુદાપાકે દીધેલો) છે.)

અને ઇમામ તફતાઝાની રહમતુલ્લાહે શરેહ અકાએદમા બયાન કીધુ છે કે ઇલમે ગેબ (એઝાતેહી) એવો અમર છે કે તેમા ખુદા પાક એકજ છે ઇલમે ગબ (એઝાતેહી) જાણવા બદાઓ માટે (કોઇ) રસ્તો છેજ નહી પણ (ગેબની વાતો ખુદાપાક) માલમ કરાવે છે અને દીલમા નાખે તે મોઅજેઝા અને કરામત અને ઇરશાદ તરીક છે (શરેહ અકાએદ)

અને (અતામા) ઇમામ નવવી રહમતુલ્લાહે પોતાના ફતાવામા ફરમાવ્યુ છે કે ઇલમે ગેબ એઝાતેહી કોઇ ખુદા સીવાએ નથી જાણતો અને

---

૧ હઝરત મૌલાના શેખ અબદુલહક મોહદદીન દેહલવી રહમતુલ્લાહની કીતાબ ઝુબદતુલ અસરારમા છે કે હઝરત મહબુબ સુબહાની રહમતુલ્લાહ ફરમાવે છે કે મારી આખોની પુતળી લોહે મહફુઝમા રહે છે (જુએ છે) અને હુ અલ્લાહપાકના ઇલમના દરયામા ડુબકી મારનાર છુ. સુબહાનઅલ્લાહ જયારે હઝરતના તાબેદારોનો આટલો ઇલમ છે તો પછી સરદારે દો જહાનને ખુદાપાકે કેટલો વસીઅ-ઇલમ એનાયત ફરમાવ્યો હશે

મોઅજેઝા અને કરામતો પેગમબરો અને અવલેયાઓને ખુદાના ખબર કરવાથી હાસલ થાએ છે (કુતાવા નવવીઆ)[1]

---

# બાબ બીજો.

---

## રસુલુલ્લાહ સલલ્લાહો અલેહો વ સલલમ (હયાતુલનબી) છે તેના સુબુતનો બયાન.

---

(અરબામા) હાફેઝ સુયુતી રહમતુલ્લાહે (કીતાબ) તનવીરમા લખ્યુ છે કે બેશક નબી સલલ્લાહો અલહે વ સલલમ બદન અને રૂહની સાથે જીવતા છે અને જમીનના ફીનારા અને આલમ મલકુતમા તસરરૂફ કરે છે[2]

---

૧ કુરઆન શરીફમા જે આયતોથી માલમ પડે છે કે ખુદાપાક સીવા કોઈ ગેબનો ઈલમ નથી જાણતુ તો તે ઈલમે ગેબ ઝાતી છે એટલે કાઇના દીધા વગર અને બતાવ્યા વગર ખુદાપાક પોશીદા ચીજો જાણે છે અને જે આયતોથી માલમ પડે છે કે ખુદાપાક ગેબનો ઇલમ રસુલો પેગમબરો સીવા કોઇને બતાવતો નથી અને હઝરત ગેબ (ના ચીજો) બતાવવામા બખીલ નથી તો આ ઇલમ અતાઈ છે એટલે ખુદાપાકે બતાવ્યા છે અને એનાયત ફરમાવ્યા છે હઝરત અલ્લામા ઝરકાની રહમતુલ્લાહ કીતાબ મવાહેબુલ લદુનયામા ફરમાવે છે કે ખુદાપાક સીવા બીજાને ઈલમે ગેબ નથી તો તે ઇલમ ઝાતી મુરાદ છે અને હઝરતને જે ખુદાપાકે ઈલમ ગેબ દીધો હતો તે ખુદાપાકના બતાવવાથી [અતાઈ] હતો—અને કીતાબ શીફામા હઝરત કાઝી એયાઝ રહમતુલ્લાહ ફરમાવે છે કે હઝરતને ખુદાપાકે ગેબની ચીજો પર ખબરદાર કીધા એ આપના મોઅજેઝાતમાથી છે અને ફરમાવે છે કે એની સબુતીમા બેહદ હદીસો આવી છે વીગેરે

૨ હઝરત મૌલાના શાહ વલીયુલ્લાહ સાહેબ ફરમાવે છે કે મારા વાલેદ બીમાર હતા તમને હઝરતે ખાબમા સારા થઈ જવાની ખુશ ખબરી દીધી અને હઝરતે પોતાની દાઢી [બાલ] મુબારકના બે મોએ મોબારક દીધા અને તુરત સારા થઇ ગયા અને જ્યારે નીદમાથી ઊઠ્યા તો હઝરતના બેઉ મોએ મુબારક આપની પાસે હતા તેમાથી એક મોએ મોબારક મને દીધો હતો જે હજુ સુધી મારી પાસે છે (તબશીરૂલવરાથી)

અને સેર કરે છે[૧] અને હઝરત (હાલ) તેજ શકલ અને સુરતપર છે જેવાકે વફાત થવા પહેલાની જીદગીમા હતા અને કોઇ ચીજ તેમાથી બદલી નથી અને એજ કીતાબમા છે કે પેગમબરોને કબરોથી નીકલવા અને આસમાનો જમીનોમા તસરરૂફ કરવા રજા આપવામા આવી છે અને હાફેઝ સુયુતી રહમતુલ્લાહે ઇનતેબાહુલ અઝકેયામા પેગમબરો ના જીદા હોવા વીસે ફરમાવ્યુ કે હઝરત નબીએ પાકની જીદગી મુબારક આપની કબરે સરીફમા અને સરવે પેગમબરોની જીદગી મુબારક યકીની રીતે હમારા ત્યા માલમ છે કેમકે એના માટે યકીની (કતઇ) દલીલો કાએમ થઇ છે અને મોતવાતીર હદીસો આવી છે તેમાથી (એક હદીસ) હઝરત રસુલુલ્લાહ સલલ્લાહો અલેહે વ સલલમે ફરમાવ્યુ કે અબીયા અલેહે મુસસલામ પોતાની કબરોમા જીવતા છે અને નમાઝ પઢે છે અને રસુલુલ્લાહ સલલ્લાહો અલેહે વ સલલમે ફરમાવ્યુ અલ્લાહ પાકે જમીનપર પેગમબરોના બદનો ને ખાવાનુ હરામ કરી દીધુ છે

અને બેહકીએ હયાતે અબેયામા અને અસબહાનીએ તરગીબમા હઝરત અનસરદેયલ્લાહો અનહોની રેવાયત કીધી છે કે ફરમાવ્યુ રસુલુલ્લાહ સલલ્લહો અલેહે વસલલમે જેણે જુમાના દહાડે અને જુમાની રાતમા મારા પર સો વખત દરૂદ પઢયુ અલ્લાહપાક તેની સો હાજતો પુરી કરશે. સીતેર આખેરતની હાજતો અને ત્રીસ દુન્યાની હાજતો અને અલ્લાહ પાકે દરૂદ (પોચાડવા) પર એક ફરીશતો મુકરર કીધો છે જે મારી કબરમા દાખલ થાએ છે (અને દરૂદ સરીફ પોચાવે છે) જેવુ કે તમારા પર હદયા (સોગાત) દાખલ થાએ છે તહકીક મારૂ ઇલમ મારી વફાત પછી (એવુ છે) જેવુ કે મારૂ ઇલમ મારી (દુનયાની) જીદગીમા હતુ

અને અબુનઇમે દલાએલુન નબુવવાહમા હઝરત સઇદ બીન મોસયેબ રદેયલલ્લાહો અનહોની રેવાયત નકલ કીધી છે કે તેઓએ ફરમાવ્યુ કે તહકીક મે જોયુ કે રસુલુલ્લાહ સલલ્લાહો અલેહે વ સલલમની

---

૧ મુસલીમ શરીફની શરેહમા અલ્લામા નવવી રેહમતુલ્લાહ ફરમાવે છે - હઝરતને એજ વખતમા એક આદમીએ મરાગેક તરફ જોયા અને બીજા આદમીએ મગરબ તરફ જોયા હઝરત શેખ મોહદદીસ દેહલવી રહમતુલ્લાહ ફરમાવે છે કે એમ મકબુલ મનકોલ રહમતુલ્લાહ [illegible] નમાઝ પછી હઝરત નબીએ પાકથી મોસાફો કરતા હતા (તબશીરૂલવરાથી) પા ૭ની નોટ ૧ જુઓ

મસજીદ મુબારકમા મારા વગર કોઇ નહી હતુ અને દરેક નમાઝ વખત હુ અઝાન સાભલતો હતો (દલાએલુન નબુવવાહ)

અને તીબરાનીમા છે કે ફરમાવ્યુ રસુલુલ્લાહ સલલ્લાહો અલૈહે વ સલલમે કે કોઇ બન્દો મારા ઉપર દરૂદ સરીફ નથી પઢતો પણ તે (પઢનાર) જ્યા હોય છે ત્યાથી તેની આવાજ મને પોહોચે છે હઝરત નબીએ પાકના અને સરવે પેગમબરોના (હાલ) હયાત (જીવતા) થવાનુ ઉપરની હદીસોથી સાબીત થાએ છે અને કીરતબીએ તઝકેરામા પોતાના શેખથી નકલ કીધુ છે કે મોત બીલકુલ ફના થઇ જવાનુ નામ નથી પણ તે તો એક હાલથી બીજા હાલ પર બદલી જવાનુ નામ છે અને એની દલીલ એ છે કે શહીદો વફાત થઈ જવા પછી ખુદાપાકની નજદીક જીવતા હોય છે. તેમને રોજી દેવામા આવે છે ખુશ છે ખુશ ખબરી દે છે (જ્યારે શહીદો આવી રીતે જીવતા છે તો) પેગમબરો (જીવતા થવામા) એથી વધારે મુસતહીક છે અને પેગમબરોના જીવતા હોવા વીસે આલેમોની પાસે બીજી બહુ દલીલો છે હમો આટલા પરજ બસ કરીએ છીએ [૧]

---

## બાબ ત્રીજો.

---

### જે કાંઈ ચીજો વજુદમાં આવે છે તે હઝરત નબીએ પાકના વાસતા અને વસીલાથી થાએ છે. એના બયાનમાં

જેવુ કે સહીદ હદીસમા આવ્યુ છે (કે હઝરતે ફરમાવ્યુ) કે હુ વહેચનાર છુ અને ખુદાપાક દીએ છે આઇ હદીસને ઇમામ સયુતીએ (કીતાબ) જામેઉ સગીરમા બયાન કીધુ છે અને ઇબને હજર મકકી રેહમતુલ્લાહે હમઝીયાની શરેહમા ફરમાવ્યુ છે કે તહકીક નબી સલ્લલ્લાહો અલૈહે વ સલલમ તમામ કામોમા ખુદા-

૧ બુખારી શરીફ વીગેરેમા છે કે મેઅરાજની રાત્રે બયતુલ મોકદદસમા સરવે પેગમબરો તશરીફ લાવ્યા હતા અને હઝરતના પાછળ સરવે પેગમબરોએ નમાઝ પઢી અને એજ રાત્રે આસમાનોમા પણ હઝરત સાથે પેગમબરોએ મુલાકાતો કીધી છે અને વધુ હકીકત કીતાબ જઝબુલકોલુબમા જુઓ

પાકના ખલીફા આઝમ છે[૧] ખાસ કરી રોઝી અને ઇલમો અને મઆરેફ અને તાઆતમા (એટલે એ ચીજો હઝરત ખુદાપાક તરફથી તકસીમ કરે છે) તેથીજ સહીહ હદીસમા આવ્યુ છે કે (હઝરતે ફરમાવ્યુ) હું વેચનાર છુ અને ખુદાપાક આપે છે અને આજ સબબથી (આઇ વાતને ઓલમાએ) હઝરત નબીએ પાકની ખુસુસીયાતમાથી ગણે છે કે હઝરત નબીએ પાકને (ઇલમના) ખજાનાઓની ચાવીઓ દેવામા આવી છે (તે હઝરતની ખુસુસીયત છે)[૨] (અલ્લામા અહમદ બીન હજર મકકી રહમતુલ્લાહે પોતાની કીતાબ જવાહેરૂલ મુનઝમમા ફરમાવ્યુ છે કે હઝરત નબીએ અકરમ સલલ્લાહો અલૈહે વ સલલ્લમ ખુદાએ પાકના ખલીફા આઝમ છે ખુદાપાકે પોતાની બખશીશના ખજાનાઓ અને પોતાની નેઅમતોના કુન્ચીઓ હઝરત હાથો અને એરાદાના તાબે કરી દીધા છે હઝરત (ખુદાપાકના ઇઝનથી) જેને ચાહે આપે અને જેને ચાહે તેથી મના કરો અને ખુદાપાક સઘળુ જાણનાર છે



૧ હઝરત શેખ મોહદદીસ દેહલવી રહમતુલ્લાહ મદારેજ ગરીફમા ફરમાવે છે કે તે દીવસ (કયામત) જાહેર થશે કે માલેક યવમીદદીન (ખુદા એ પાક) ના હઝરત નાએબ છે દીવસ તેમના દીવસ છે અને હુકમ તેમના હુકમ છે—રબ્બુલ આલમીનના હુકમથી

૨ બુખારી શરીફ અને મુસલીમ શરીફમા છે - હઝરતે ફરમાવ્યુ હું સુઇ રહયા હતો અને સરવે જમીનોની ચાવીઓ મારા એક હાથમા મુકવામા આવી અને કીતાબ અબુનઈમ શરીફમા છે - હઝરતની વાલેદા ફરમાવે છે (જયારે હઝરત પેદા થયા હતા ત્યારનુ હાલ બયાન કરે છે) કે સાદાબ મોતીઓની ત્રણ ચાવીઓ હઝરતની મુઠીમા છે અને એક કહેનાર કહે છે કે નુસરત [મદદ] ની ચાવીઓ નફાની ચાવીઓ નુબુવ્વતની ચાવીઓ પર મોહમ્મદ સલલલ્લાહો અલૈહે વ સલલ્લમ કબજે કીધા છે પછી હઝરતને જોયા કે હઝરતની મુઠીમા રેસમનુ લપેટેલુ લીલુ કપડુ છે અને કોઇ પોકારનાર કહી રહયો છે સરવે દુન્યા મોહમ્મદ સલલ્લાહો અલૈહે વ સલલમની મુઠીમા આવી જમીન આસમાનમા કોઈ મખલુક એવી નથી રહી ગઈ જે આપના કબજામા નહી આવી હોય અને મીશાકાત શરીફની શરહમા હઝરત મોહદદીસ દેહલવી રહમતુલ્લાહ ફરમાવે છે કે સરવે કામો હઝરતના હીમ્મત અને કરામતના હાથમા છે જે ચાહે અને જેને ચાહે ખુદાપાકના ઈઝનથી આપે છે

# બાબ ચોથો.

## ખુદાએ પાકના વાએદાથી હઝરત મોહમ્મદ સલલ્લાહો અલૈહે વ સલલમને દુનયામાંથીજ શફાઅતનો મરતબો મલી ચુકયો છે તેના સબુતીના બયાનમાં

(કીતાબ) મદારેકમા આયત શરીફા વ લસવફા યોઅતીકા રબ્બોકા (ફતરઝા )ની તફસીર બયાન કરી છે કે અય હબીબે પાક જલદી તમોને તમારો રબ આખેરતમા સવાબ અને શફાઅતનો મરતબો વગેરે એનાયત કરશે જેથી આપ રાજી થઇ જશો જયારે આઇ આયત નાઝીલ થઇ તો હઝરતે ફરમાવ્યુ કે હુ હરગીઝ એવા હાલમા રાજી નહી થાઉ કે મારી ઉમમતનો એક આદમી જહન્નમમા હોય (આપની ઉમ્મત જન્નતમા જશે ત્યાંરજ આપ ખુશ થશે) અને તફસીરે બેઝાવી શરીફમા છે કે (આયત) અસા અન્ય યબઅસકા રબ્બોકા મકામમ મહમુદામા મકામ મહમુદ જે છે તે શફાઅત (નો મરતબો) છે કેમકે હઝરત-અબુ હોરેરા રદેયલ્લાહો અન હોની રેવાયતમા છે કે રસુલુલ્લાહ સલલ્લાહો અલૈહે વ સલલમે ફરમાવ્યુ છે કે તે જગ્યા (મકામે મહમુદ) તે છે કે જયા મારી ઉમ્મતની શફાઅત કરીશ

અને (કીતાબ) જામેઉસ સગીરમા છે કે રસુલુલ્લાહ સલલ્લાહો અલૈહે વ સલલમે ફરમાવ્યુ છે કે મારી શફાઅત (થવાનુ) કયામતમા હક છે જે તેનાપર ઇમાન નહી લાવે તે અહલે શફાઅતમાથી નહી થશે (તેની શફાઅત નહી થશે)[1]

(હદીસ શરીફ) હઝરત રસુલુલ્લાહ સલલ્લાહો અલૈહે વ સલલમે ફરમાવ્યુ કે મારા રબે (ખુદાએ] આઇ વાતમા મને ઇખતેયાર દીધો છે કે 'યાતો મારી ઉમ્મત અડધી અને (બીજી હદીસમા) શબ્દમા બે ભાગ મારી ઉમ્મતના વગર હીસાબ અને અઝાબે જન્નતમા દાખલ કરે 'યાતો'

૧ બુખારી શરીફમા છે કે હઝરતે ફરમાવ્યુ ખુદાપાકના તરફથી મને શફાઅતનો મરતબો મલેયો છે.

મારી ઉમ્મતની શફાઅત કરવી તેથી મે શફાઅત કરવાનુ પસંદ કીધુ આઇ હદીસ તીરમેઝી શરીફ ઇબ્ને માજા વીગેરેમાં છે )[1]

અને હઝરત ઇમામ અબુહનીફા રહમતુલ્લાહે (કીતાબ) ફીક્હ અકબરમા ફરમાવ્યુ છે કે હમારા નબી મોહમ્મદ સલલ્લાહો અલૈહે વ સલ્લમની શફાઅત ગુનેહગાર ઇમાનવાલાઓ માટે (હક) છે, ઇમાનવાલાઓમાથી કબીરા ગુનાહ કરનાર કે જે અઝાબના લાએક હોય તેમને માટે પણ છે.

અને મુલ્લા અલી કારી રહમતુલ્લાહે (કીતાબ) મસલુલ અઝહરમા ફરમાવ્યુ છે કે (હઝરતની) શફાઅત (હઝરતની) ઉમ્મતના કબીરા ગુનાહ કરનારાઓ માટેજ ખાસ નથી બલકે આપ (હઝરત) સરવે ઉમ્મતો માટે કાશેફુલ ગુમ્માહ (તકલીફોના દુર કરનાર) અને નબીએ રહમત છે (હઝરતની શફાઅત બીજી ઉમ્મતો માટે પણ થશે)

ઇમામ સુબકી રહમતુલ્લાહે (કીતાબ) શેફાઉસ સેકામમા ફરમાવ્યુ છે કે બેશક સરવે શફાઅત કરનારાઓની શફાઅત હમારા નબીએ પાકની શફાઅતના નીચે છે અને સરવે પેગમબરો શરીઅતના અહકામો પોચાવ્યામા હમારા નબીએ પાકના તાબે છે જેવુ કે મવાહેબમા હાફેઝ રહમતુલ્લાહે ઇમામ સુબકી રહમતુલાહથી નકલ કીધુ છે કે તહકીક સરવે આગલી શરીઅતો તે હઝરતનીજ શરીઅતો હતી અને ખુદાપાકે આગલા પેગમબરો મોકલયા તેઓ હઝરતના તરફથી નાએબ તરીકે હતા કેમકે હઝરત તે વખતથી નબી હતા જયારે હઝરત આદમ અલૈહીસ સલામ રૂહ અને બદન વચ્ચે હતા (પૈદા થયા નહી હતા) તેથીજ આપ નબીયુલ અબેયા (નબીયોના નબી] છે જેવુ કે હજરતે ફરમાવ્યુ હુ સરવે લોકો તરફ મોકલવામા આવ્યો છુ તેથી આપને સરવે મખલુક તરફ હઝરત આદમ અલૈહીસ સલામથી કયામત સુધી નામાટે મોકલવામા આવ્યા છે અને જવાહેરૂલ ઉકદેયનમા છે કે [હઝરતે ફરમાવ્યુ] ચાર આદમી માટે હુ કયામતના દીવસે શફાઅત કરનાર છુ પહેલો] મારી અવલાદની તઅઝીમ [ઇઝઝત] કરનાર (૨) તેમની સાથે દીલ અને જબાન સાથે મોહબ્બત કરનાર (૩) તેમની હાજતો પુરી કરનાર [૪] તેમના કામો માટે કોશીશ કરનાર

---

૧ મોઅતઝેલા [ગુમરાહ ફીરકો છે ] ૫ થવાળા જેઓ કબીરા ગુનાહ કરનારાઓ માટે હઝરતના શફાઅત થવાના ઈનકાર કરે છે તેમના મઝહબ આઈ હદીસોથી બાતલ થાય છે

અને તેજ કીતાબમા છે કે જે હજરત રસુલુલ્લાહ સલલ્લાહો અલૈહે વ સલલમે ફરમાવ્યું જેણે મારી અહલે બૈત [અવલાદ] સાથે બુગ્ઝ (કીનો) કીધો તેનાપર મારી શફાઅત હરામ છે

અને જામેઉસ સગીરમા છે કે (હઝરતે ફરમાવ્યુ) મારી શફાઅત કયામતના દીવસે મોબાહ (હક) છે પણ જેણે મારા સહાબાઓને ગાળ દીધી (તેના માટે નથી)

[બુખારી શરીફની શરેહ] ફતહુલ બારીમા છે કે હઝરત મોહમ્મદ સલલ્લાહો અલૈહે વ સલલમની શફાઅત (નાસુબુતી) મા બહુ મોતવાતીર (યકીની) હદીસો આવી છે અને ઇમામ નવવીએ મુસલીમ શરીફની શરેહમા ફરમાવ્યુ કે ગુનેહગાર ઇમાનવાળાઓ માટે હઝરતની શફાઅત થશે એ માટે બહુ હદીસો આવી છે જે સરવે તવાતુર ના દરજામા પોચી છે અને એનાપર અહલે સુન્નત [વ જમાઅત]ના સલફ સાલેહ (આગલા બુઝરગ નેક લોકો) અને તેમના પાછલવાલાઓનો ઇજમાઅ (ઇત્તેફાક) થઇ ગયો છે

અને ફતાવા આલમગીરીમા છે કે જે નબીએ પાકની શફાઅતનો ઇનકાર કરે તેના પાછળ નમાઝ જાએઝ નથી

# બાબ પાંચમો

## હમારા નબીએ પાક મોહમ્મદ સલલ્લાહો અલૈહે વ સલલમના કદમ મુબારકના નકશા શરીફના સબુતના બયાનમાં

(કીતાબ) મવાહેબમા છે કે કોઇ નબી કોઇ મોઅજેઝા કે કરામતની સાથે ખાસ કરવામા નથી આવ્યા પણ હમારા નબીએ પાક માટે ખાસ કરવામા આવ્યા છે જેવુ કે ઓલમાએ કેરાએ લખ્યુ છે.

(હઝરત) શેખ (જલાલુદદીન) સુયુતી રહમતુલ્લાહે (કીતાબ) અન-મુઝજુલલબીબમા અને સાહેબ સેહાહ રઝીન (રહમતુલ્લાહે) ખસાએસમા ફરમાવ્યુ છે કે જયારે હઝરત પથ્થરપર ચાલતા હતા તો (આપના કદમ શરીફના) નીશાન પથ્થરપર પડી જતા હતા

મોહમ્મદ અબદુલ અઝીઝ સાહેબુલ ખલ્લાલ રહમતુલ્લાહે કાસમ કીસ્તબો રહમતુલ્લાથી (નકલ કરી) ફરમાવ્યુ કે હઝરતના કદમ મુબા-

રકના નીસાન પથ્થરપર હોવાનો મોઅજેઝો જાહેર (મશહુર) છે અને મોટા તહકીક કરનારા આલેમોએ પોતાની કીતાબોમા એના સબુતમા (દલીલો) લખી છે અને થોડા (આખના) દેરા જાહેલોએ એની સનદના માટે ટીકા કીધી છે તે તેમના મોટા જાહેલ થવાનુ કારણ અને મોહદદેસીન માહેરીનની રેવાયતથી અજાણપણાનુ સબબ છે અને ઇબને જોઝીની મવલીદ (મોલુદ શરીફની અબુતની કીતાબ)મા છે કે હઝરતની ખુલ્લી નીશાનીઓ અને જાહેર મોઅજેઝાઓમાથી છે ચાદના બે ટુકડા થવાનુ અને પથ્થરનુ વાત કરવુ અને ઝાડનુ રડવુ અને હરણનુ સલામ કરવુ છે અને જ્યારે હઝરત ચલતા હતા તો આપનો સાથો આપના નાઅલેન જોડા) મોબારકનો નશાન રેતમા નહી થતો અને આપના કદમના નીચે સખત પથ્થર નરમ થઇ જતો હતો અને ઇબને જોઝીથી કીતાબુલ વફામા છે કે અબુ નઇમ હાફેઝ રહમતુલ્લાહે ફરમાવ્યુ કે જ્યારે રસુલુલ્લાહ સલલ્લાહો અલેહે વ સલલમ ગાર (સોરમા હીજરત વખત)મા દાખલ થયા તો હઝરતે પોતાના માથાને પહાડ તરફ કરી દીધો અને પોતાના ચેહરા (સુરત)ને કાફેરો જુએ નહી તેથી છુપાવ્યો તેથી ખુદપાકે પહાડને નરમ કરી દીધો અને હઝરતે તેમા માથુ દાખલ કીધુ અને તે (પહાડ)મા એક પથ્થરપર હઝરતે આરામ કીધુ અને તે પથ્થર આપના માટે એટલા સુધી નરમ થઇ ગયો તેમા આપના કોણી મુબારક અને પોચા મુબારકના નીશાન થયા અને આઇ મશહુર છે હાજી લોક તે જગયાની ઝીયારત માટે આવે છે અને જુએ છે અને બેતુલ મોકદદસનો પથ્થર (મેઅરાજની રાતમા) ખમીરના આટા જેવો (હઝરતના માટે) થઇ ગયો કે તેની સાથે હઝરતે મેઅરાજની રાતમા બુરાકને બાધી અને લોકો આજ સુધી તબરરૂક સમજી તે મોત બરરક જગ્યાની તલાશ કરે છે અને તે પાક જગાઓની ઝીયારત કરે છે

સાહેબ ફતહુલ મઆલ રહમતુલ્લાહે ફરમાવ્યુ કે બેશક મીસરમા મરહુમ સુલતાન અબીનનસર મહમુદની તુરબતપર એક પથ્થર જોયુ કે તેમા નીશાન કદમના છે અને લોકો નબીએ અકરમ સલલ્લાહો અલૈહે વ સલલમના કહે છે અને લોકો તે કદમ શરીફની નીશાનની ઝીયારત માટ આવે છે

અબુજાફર અહમદ બીન મોહમ્મદ અબ્બાસ બલખી મોહદદેસ તફસીર ઇમ્માન ફી મઆનીલ કુરઆનમા આયત આયાતુન બય્યેનાતુમ મકામો ઇબ્રાહીમની તફસીર બયાન કીધી છે કે હરમા (બયતુલ્લા

સરીફ્મા) નીશાનીઓ ખુલ્લી 'મકામે ઇબ્રાહીમ છે અને તે (મકામે ઇબ્રાહીમ)' સખત પથ્થર છે તે પર હઝરત ઇબ્રાહીમ અલહી સસલામના કદમ મુબારકના નીશાન છે જ્યારે બૈતુલ્લાહ શરીફ બનાવ્વા વખત અથવા હઝરત ઇસમાઇલ અલૈહીસ સલામની ઔરતે હઝરત ઇબ્રાહીમ અલૈહીસ સલામનુ માથુ ધોયુ હતુ તે વખત અથવા જ્યારે હઝરત ઇબ્રાહીમ અલૈહીસ સલામે હજના માટે લોકોને આવાજ દીધી તે વખત ઉભા થયા હતા [ત્યારે તે પથ્થર પર ઉભા થવાથી નીશાન કદમ શરીફના થયા હતા] અગર કોઇ વહમ કરનાર વહમ કરે કે જ્યારે સખત પથ્થર હઝરત ઇબ્રાહીમ અલૈહીસ સલામના કદમ મુબારક નીચે (આટાના) ખમીર જેવો નરમ થઇ ગયો (અને આપના કદમ મુબારક નીચે પથ્થર નરમ થયો) તો એમા હઝરતની અફ્ઝલયત શુ થઇ હાલાકે હઝરતનુ અફ્ઝલ થવુ સરવે પેગંબરો અને રસુલો પર સાબીત છે બલકે સરવે મખલુકાત પર બીલ ઇત્તેફાક સાબીત છે તો (એ વહમના રદમા) હુ કહુ છુ કે હમારા નબીએ પાકના કદમ મુબારક નીચે પથ્થરનુ નરમ થવુ બલકે આપની કોણી અને પોચાના નીચે પણ પથ્થરનુ નરમ થવુ ચમકતી દલીલો અને ગાલીબ દલીલોથી સાબીત છે જેવુ કે કામેલીન ઓલમાએ પોતાની કીતાબોમા લખ્યુ છે જેમ કે ૧) ઇમામ અબુ સુલેમાન બીન મોહમ્મદ બીન ઇબ્રાહીમ ખતાઇ રહમતુલ્લાહે (૨) અને મોહમદ બીન માલેકી રહમતુલ્લાહ (૩) અને ઇસહાક બીન ઇબ્રાહીમ રહમતુલ્લાહ (૪) અને મઆવયા બીન સાલેહ રહમતુલ્લાહ (૫) અને સઅલબી રહમતુલ્લાહ (૬) અને તરતુસી રહમતુલ્લાહ (૭) અને ઝેહકી રહમતુલ્લાહ (૮) અને અબુનઇમ રહમતુલ્લા (૯) અને ઇમામ બુખારી રહમતુલ્લાહ (૧૦) અને ઇમામ અબુહનીફા રહમતુલ્લાહે પોતાના કસીદામા (૧૧) અને ઇમામ ઇબ્રાહીમ નખઇ રહમતુલ્લાહ (૧૨) અને શરફેદીન અબુ અબદુલ્લાહ ફાઝેલ કસીદા હમઝીય્યા વાલા (૧૩) અને શેખ અબદુર રહમાન સફુરી રહમતુલ્લાહે પોતાની કીતાબ નુઝ્હતમા શેઅર લખ્યુ છે

દાઝલલઝી ઇન મશા ફીરરમલે લા અસરા

યેરા લહુ વ યેરા લહુ ફીસ સખરે વલ જબલી [૧]

---

૧ અર્થ તે નબીએ પાક અગર રેતપર ચાલે છે તો કાંઈ નીશાન જોવામા નથી આવતો અને જ્યારે પથ્થર અને પહાડપર ચાલે છે તો નીશાન જોવામા આવે છે

અને એ સીવાએ બીજા આલેમો જેમકે હમારા ઝમાનાના મોટા અલ્લામા મવલાના ફરીદુદદીન સહીદ વાએઝ જામેઅ મસજીદ દેહલવી રહમતુલ્લાહે પોતાની કીતાબ સેફુલ મસલુલ અલા મન અનકરા અસર કદમી રસુલમા જે (કીતાબ) દલીલીલ મોહકમ શી નફ્યે અસરીલ કદમ નઝીર હુસેન (ગૈર મોકલલેદ)ના રદદીઆમા છે તેમા લખ્યુ છે

## બાબ છઠ્ઠો.

### હઝરતના ખાતેમુન નબીયયીન થવામાં અને ખાતે મીય્યતમાં આપની મીસાલ કોઈ થઈ શકે નહીં અને અફઝલુલ મખલુકાત હઝરત મોહમ્મદ સલલ્લાહો અલૈહે વ સલલમના ફઝાએલ તમામ મખલુકાત પર શું છે. (તેના બયાનમાં)

જેવુ કે ખુદાપાક ફરમાવે છે વલાકીર રસુલુલ્લાહ વ ખાતમન નબીયયીન (અર્થ) પણ રસુલુલ્લાહ ખાતમુન નબીયયાન છે અને હદીસ કુદસીમા છે કે (ખુદાપાક ફરમાવે છે અયહબાબે પાક) તમોને મે સરવે પેગમબરો પેહલા (નબી) બનાવ્યા અને (દુન્યામા) મોકલવામા સરવે પેગમબરો પછી કીધા (આ હદીસ) બઝાઝની રેવાયતમા છે (અને કીતાબ ખતમામુદ દેરાયામા ઇમામ સુયુતી રહમતુલ્લાહે હદીસ લખી છે કે) રસુલુલ્લાહ સલલાહો અલૈહે વ સલલમે ફરમાવ્યુ મારા પાછલ કોઇ નબી નથી અને મુસલીમ શરીફમા છે કે (હઝરતે ફરમાવ્યુ) મારી સાથે નબુવ્વત ખતમ કરવામા આવી છે અને ખુદાપાકનુ જુઠ બોલવુ મહાલ છે અને મહાલ ખુદાપાકની કુદરતના નીચે દાખલ નથી જેવુ કે (કીતાબ) અકાએદ હાફેઝયાહમા છે કે ખુદાપાકની એવી તારીફ નહી કરવામા આવે કે તે ઝુલમ અને બેવકુફી અને જુઠપર કુદરત રાખે છે કેમકે એ ચીજો ખુદાપાક (કરે એ)ના માટે મહાલ છે અને જે ચીજો મહાલ છે તે ખુદાપાકની કુદરતના નીચે દાખલ નથી અને જે ચીજો તેની કુદરતના નીચે દાખલ નથી તે ચીજો સાથે ખુદાપાકની તારીફ નહી થઇ શકે જેવુ કે (કીતાબ)

શરેહ અકાએદ જલાલીયામાં છે અને ખુદાપાકનો વાએદામા ખીલાફ નથી જેવુ કે ખુદાપાક ફરમાવે છે. ઇનનલ્લાહા લા-યુખલેફુલ મીઆદ.

**અર્થ**:-બેશક ખુદાપાક વાએદાના ખીલાફ નથી કરતો તેથી અગર (રોકે) અઝલમા બીજા નબીના પેદા કરવાનો એરાદો ખુદા પાકનો હોતે તો હઝરતને ખાતેમુન નબીયયીન (કરી) નહી ફરમાવતે બલકે ફકત મોહમ્મદુર રસુલ્લાહ ફરમાવી બસકરતે (તો) જે ચીજ રોકે અઝલમા ખુદાપાકના એરાદામાં નહી હોય તે કુદરતના નીચે થી અલગ છે જેવુ કે (તફસીર) જલાલેનમા (આયત) ઇનનલ્લાહા અલા કુલ્લે શયઇન કદીરની તફસીરમા છે કે ખુદાપાક જે ચીજને ચાહે (તે પર કુદરત રાખે છે) અને જે ચીજની સાથે ખુદાપાકનો એરાદો નથી થઇ શકતો તે (કામો) (આયત ઇનનલલાહા અલાકુલ્લે શય-ઇન કદીર)ના આમ હુકમથી ખારેજ (બાહેર) છે અને હઝરત મુલ્લા અલી કારી રહમતુલ્લાહે (કીતાબ) મસહુલ અઝહરમા ખુદાપાકનુ ફરમાન (આયત) ઇનનલ્લાહા અલા કુલ્લે શયઇન કદીરને ખાસ (બયાન) કીધુ છે કે જે ચીજને ખુદાપાક ચાહે (સરવે ચીજો માટે આમ હુકમ નથી) જેથી એ હુકમમાથી ખુદાપાકની ઝાત અને સેફાત (ગુણો) અને જે ચીજો પોતાની મખલુકાતમાથી ખુદાપાક નથી ચાહતો અને જે ચીજોનુ થવુ મહાલાતમાથી હોય (એ સરવે આયતના આમ હુકમથી) ખારેજ (બાહેર) રહે

ખુલાસો એ કે જે ચીજો ખુદાપાક ઇચ્છી શકે તેનીપર તેની કુદરતનો એલાકો પણ છે (અગર તે ચીજોને નહી ચાહી શકે તો કુદરતનો પણ એલાકો તે ચીજો સાથે થઇ શકે નહી " એટલે જે વાતોનો ખુદા પાક એરાદો કરી શકે તે ચીજોપર કુદરત બોલાય છે અને જે ચીજોનો તે એરાદો નહી કરી શકે જેમકે જુઠ બોલવુ અથવા હઝરતના પછી બીજા નબી મોકલવા તો તે ચીજો મુમકીન પણ થઇ શકે નહી )

## (હઝરતને પેદા કરવાનો હેતુ)

અને હદીસ કુદસીમા છે કે (ખુદા પાકે ફરમાવ્યુ) અગર મોહમ્મદ અલલલાહો અલૈસે વ સલલમ નહી (પેદા) થતે તો હુ મારી રૂબુબીયત (રબ થવાનુ) પણ જાહેર નહી કરતે આઇ હદીસ (કીતાબ) હાકેમમા છે અને હદીસ કુદસીમા છે કે (ખુદાપાકે ફરમાવ્યુ) કે (અય મોહમ્મદ સલલ્લાહો અલૈહે વ સલલમ)" આપથી વધારે મુકરમ મખલુક

આ કોઇને પેદા નથી કીધો અને દુનયા અને અહલે દુનયાને મેં એ માટે પેદા કીધા કે મારા નજદીક આપની બુઝરગી અને મરતબો છે તે દુન્યાવાલાઓને ઓળખાવુ અગર આપ નહી હોતે તો હુ દુન્યાને પેદા નહી કરતો (કીતાબ) ઇબને અસાકેરમા આઇ રેવાયત છે (તેથી) સાબીત થયુ કે હઝરતની હકીકત ખાતેમુન નબીયયીન અને ફઝાએલમા બીજા કોઇનુ નઝીર મીસાલ થવુ મહાલ છે (એટલે આપના પછી બીજો કોઇ નબી થઇ શકે નહી તેમ આપના જેવા મરતબાવાળો થઇ શકે નહી) વલ્લાહો આઅલમો બીસસવાબ (મવલાના શાહ અબદુલ અઝીઝ રહમતુલ્લાહે શેઅર ફરમાવ્યુ છે]

યા સાહેબલ જમાલે વ-યા સય્યેદલ બશર
મીવ વજહેકલ મોનીરે લકદ નવ વરલ કમર
લા યુમકેનુસ સનાઆ કમા કાના હકકોહુ
બઅદઅ ખુદા બુઝરગ તુઇ કીસ્સા મુખતસર

અર્થ—અય સાહેબ જમાલ-અને અય-ઇનસાનોના સરદાર આપના નુરાની ચહેરા મુબારકથી-ચાંદ રોશન થયો છે આપની તારીફ કરવાનો જે હક છે તે થઇ શકેજ નહી ખુદાપાકના મરતબા પછી આપનોજ મરતબો છે અને બસ

---

# બાબ સાતમો.

---

## હઝરત મહબુબ ઇઝઝુલ અરબ મોહમ્મદ સલલલ્લાહો અલૈહે વ સલલમના તરફ જે ચીજો યકીની અથવા ઝન્ની રીતે નીસબત રાખે છે. જેમકે આપનો અમામો (પાઘડી) મુબારક અને નઅલેન (જોડા) મુબારક વીગેરેની તઅઝીમ કરવા જે (ગુમરાહો) મના કરે છે તેના રદદીઆના બયાનમા છે

હઝરત મુલ્લા અલી કારી રહમતુલ્લાહે (કીતાબ) મસકુલ અઝહર મા ફરમાવ્યુ છે કે જેણે અલવી (સાદાત)ને હલકાસ તરીકે ઇલવી કહ્યું

તો તેણે કુફર કીધુ અને તેની તોબા અને ઉઝર કબુલ નહી થશે અગર ચે તેણે ભુલ અને ગલતીથી કહયુ હોય[1] અને કીતાબ રદદુલ મોહતાર મા છે કે જે આદમી રસુલુલ્લાહ સલલ્લાહો અલેહે વ સલલમને (નઉઝો બીલ્લાહ) ગાળ આપે અથવા આપને જુઠો ગણે અથવા આપના અંદર (જાહેરમા કે એશારાથી) એબ કાઢે અથવા આપના અંદર નુકસ (એબ) બયાન કરે તો તેણે ખુદા પાક સાથે કુફર કીધો (કાફીર થયો) અને તેની ઓરત (પર તલાક થઇ જવાથી) અલગ થઇ ગઇ અગર તે તોબાહ કરે તો ઠીક છે નહી તો (હાકેમ તરફથી) કતલ કરવામા આવશે અને (કીતાબ) શેફા કાઝી એયાઝ રહમતુલ્લાહમા છે કે અગર કોઇ નબી રસુલુલ્લાહ સલ્લલ્લાહ વ સલ્લમને ગાળ આપે અથવા આપના અંદર નુકસ (એબ) જાહેરમા અથવા કેનાયા અથવા એશારાથી કાઢે તો તે કાફીર છે, અને તને સરવે ઇમામોના ત્યા (હાકેમને) હુકમ કતલ કરવાનો છે અને જે એવા આદમીના કાફીર થવામા અથવા તેના અઝાબમા શક કરે તો તે કાફીર થાએ છે

## (હઝરતના નઅલેન મુબારક તથા નઅલેનના નકશા ઓલમાએ મોહદદેસીન પાસે હતા)

અને હઝરત નબીએ પાકના નઅલેન (જોડા) મુબારક બઅઝ ઓલમાએ મોતઅખખેરીન અને મોહદદેસીન પાસે હતા જેમકે (૧) હઝરત ઇમામ અબુબકર ઇબને અરબી રહમતુલ્લાહ (૨) અને હાફેઝ અબુ અબદુલ્લાહ (૩) અને ખતીબ ઇબને અબદુલ્લાહ ઇબને મરઝુક તલમસાની (૪) અને અબુઇસહાક અને માલેક ઇબને મરહબ (૬) અને ઇબને અસાકીર (૭) અને ઇબને અબીલ ખસસાલ (૮) અને અબીલ હાકેમ (૯) અને ઇબને અબદુલ મલેક મરકસી (૧૦) અને બદરે ફારકી [૧૧] અને હાફેઝ સખાવી [૧૨] અને હાફેઝ એરાકી [૧૩] અને શેખ યુસુફ માલેકી [૧૪] અને હાફેઝ વીગેરે રહમતુલ્લાહ અલહીમન અજમઇન પાસ હઝરત નબીએ પાકના નઅલેન મુબારક હતા મજકુર આલેમો અને મોહદદેસોમાથી બઅઝ

---

૧ તાહતાવીમા છે કે જે આદમી કાઝી અથવા આલીમ કે ફકીહ અથવા અહદની બેઇઝઝતી (એહાનત) કરે તો તે કાફીર થઈ જાએ છે હઝરત ઇમામ અબુહનીફા રહમતુલ્લાહના સામે સાદાતોના બચ્ચાઓ રમતા આવતા તો આપ ઇઝઝત દેવા ઉભા થઇ જતા હતા ઈમામ ફખરોદદીન રાઝી રહમતુલ્લાહે તફસીરમા ફરમાવ્યુ છે કે આલીમ મુત્તકીને વગર ઇલમના સાદાત અને વગર ઈલમવાલા બાપના આગલ બેસવુ જાએઝ નથી [અઝા રુલ મોઅઝઝમથી]

હઝરાત હઝરત નબીએ પાકના નઅલેન મુબારકનો લંબાઇ અને પહોળાઇમા નકશો કાગળપર બનાવી પોતાની પાસે રાખતા હતા અને હઝરતના નઅ-લેન મુબારકના નકશાથી બરકત અને ફાયદાઓ હાસલ કરતા હતા ' અને એ વાતપર કોઇ પણ આલેમે તઅન [નુકતેચીની] કીધો નથી બલકે હઝરતના નઅલેન મુબારકના નકશો [રાખવાને] સરવે આલેમોએ નેકીનો કામ ગણ્યો અને એના નેક થવા માટે દલીલ એ છે જે ચીજને મુસલમાનો સારી સમજે તો તે ચીજ ખુદાપાકના નજદીક અને ખુદાપાકના રસુલેપાકના નજદીક પણ સારી છે ૨

## (નઅલેન મુબારકના તઅઝીમ કરવું.)

અને હઝરતના નઅલેન મુબારકની તઅઝીમ કરવાની સાબુતી માટે મોટા આલેમોના રેસાલાઓ (ચોપડીઓ) બહુ છે જેવું કે હઝરત શેખ અબદુલ હક

---

૧ હઝરત મવલાના શેખ અબદુલહક મોહદ્દીસ દહલવી રહમતુલ્લાહ મદા-રેજ નબીવહમા હઝરતના નઅલેન મુબારકના નકશાની બરકતો લખે છે કે દરદની જગ્યા પર મુકવાથી દરદ દુર થશે અને બાગીઓની બગાવત અને દુશમનોની અદાવતથી અમનમા રેહશે અને શેતાન અને હાસેદની બુરાઈથી પનાહમા રેહશે અને હઝરત સયદ મોહમ્મદ માલેકી રહમતુલ્લાહ ફરમાવે છે કે હું હલાક થવા નજદીક હતો જ્યારે હઝરતના નઅલેન મુબારકનો નકશો તબરરુકન સમજી મારા મોઢા પર લગાવ્યો તો ખુદાપાકના ફઝલથી તુરત સાજો થઈ ગયો અને નકશા મુબારકની બરકતોથી મોરાદો હાસલ થઈ

૨ હદીસ શરીફમા છે કે હઝરતે ફરમાવ્યુ જે ચીજને મુસલમાનો સારી સમજે તે ખુદાપાકના નજદીક પણ સારી હોય છે તેથી મુસલમાનોને તેજ કામો કરવા અને તેજ અકીદાઓ હમેશા રાખવા કે જેના પર મુસલમાનોની મોટી જમાઅત (સેવાદે આઝમ) ચાલતી હો અને મોટી જમાઅત જે મુસલમાનોમા છે તેને અહલે સુન્નત વ જમાઅત કહે છે જેમા હઝરત [illegible] મોહદ્દેસીન મોહદ્દેસીન ફોકહા અને બુઝરગો અવલેયાઅલ્લાહ છે તીરમેજી શરીફમા છે કે હઝરતે ફરમાવ્યુ મારી ઉમ્મત ગુમરાહી પર જમા નહી થશે અને ખુદાપાકનો હાથ જમાઅત પર છે જે જમાઅતથી અલગ થયો તે (દોઝખની) આગમા પડયો અને ગુમરાહ ફીરકાઓથી દુર રહેવું મુસલીમ શરીફમા છે કે હઝરતે ફરમાવ્યુ કે આખેરી જમાનામા જુઠા દજ્જાલો થશે તે એવી હદીસો [વાતો] તમારી પાસે લાવશે કે તમોએ અને તમારા બાપદાદાઓએ નહી સાંભળ્યું હશે તેથી તમો તેઓથી દુર રહો અને તેઓને તમારાથી દુર રાખો કે તમોને ગુમરાહ નહી કરે અને તમોને ફીતનામા નહી નાખે

મોહદદીસ રહમતુલ્લાહે (શરહ સફરૂસ સઆદતમાં બયાન કીધુ છે) અને મવલાના મોહમ્મદ બાકેર આગાહ રહમતુલ્લાહ હસત અહીશાત અને અબુ જાફર અહમદ બીન મહદે [બયાન કીધુ છે]

અને એ નકશાઓને બોસો દેવો તબર્રૂકની નૈયતથી જાએઝ છે[1] જેવુ કે [કીતાબ] ફતહુલ મઆલમા ફરમાવ્યુ છે કે ચારે મઝહબોના અકસર ઓલમાનો મઝહબ અને ખાસ કરી માલેકી મઝહબવાળાઓમા એ છે કે જે ચીજોને [બોસા દેવા] માટે શરીઅતથી હુકમ થયો છે જેવું હજર અસવદને બોસો દેવો અને ઇમામ એરાકી રહમતુલ્લાહે ફરમાવ્યુ કે બુઝરૂગ જગ્યાઓને ચુમવુ તબર્રૂકની નૈયતથી અને સાલેહીન (નેકલોકો) ના હાથો અને તેઓના પગોને નેક અને સારૂ છે અને (કીતાબ) ફતહુલ મઆલમા છે કે મને હાફેઝ અબુ સઇદ ઇબનુલ એલાએ ખબર દીધી કે મે હઝરત ઇમામ અહમદ બીન હમ્બલ રહમતુલ્લાહનો કલામ એક પુરાના જુઝમા જોયો જેમા હુફ્ફાઝમાથી ઇબ્ને નાસેર વીગેરેનો કાગળ હતો (તેમા) ઇમામ અહમદબીન હમ્બલ રહમતુલ્લાહથી હઝરત નબીએ અકરમ સલ્લલ્લાહો અલયહે વ સલ્લમની કબર શરીફ અને હઝરતના મીમબર શરીફને ચુમવા માટે સવાલ કરવામા આવ્યુ હતુ તો હઝરત ઇમામ અહમદ

---

1 હઝરત નબીએ પાકના તરફ નીસબત રાખનાર ચીજેની તઅઝીમ કરવા માટે બહુ હદીસો આવી છે કીતાબ બુખારી શરીફ વીગેરેમા છે હજજતુલ વેદાઅમા હઝરત નબીએ પા- જ્યાર સર મુબારક મુડાવ્યુ તો અડધા માથાના બાલ મુબારક હઝરત અબુ તલ્હા રદેયલ્લાહને દીધા અને અડધા બાલ મુબારક સરવે સહાબામા (તબર્રૂક તરીકે) તકસીમ કીધા અને હઝરત ઉમ્મે સલમા રદેયલ્લાહો અનહાની પાસે હઝરતના માએ મુબારક હતા તે બીમારોને ધોઇ પીવડાવતા તો સારા થઈ જતા હતા હઝરત અનસ રદેયલ્લાહ પાસે પ્યાલો હતો જેમા હઝરતને દુધ વીગેરે પીવડાવતા હતા તે પ્યાલામા તબર્રૂક માટે પાણી નાખી પીતા હતા અને હઝરત એયાઝ રહમતુલ્લાહે કીતાબ શેફામા જે ચીજોને હઝરત નબીએ પાક સાથે નીસબત છે તેમની તઅઝીમ કરવાના સબુતમા બહુ હદીસો નકલ કીધી છે તબર્રૂક સમજી હઝરત ખાલેદ રદેયલ્લાહો પોતાના ટોપીમા હઝરતના બાલ મુબારક રાખતા હતા અને હઝરત ઇબ્ને ઉમર રદેયલ્લાહ અનહોમાએ હઝરતના મીમબર શરીફ પર હાથ રાખી મોઢા પર લગાડ્યો અને શેફામા ફરમાવ્યુ છે કે જે જગ્યામા વહી ઉતરી હોય અને હઝરતના રેહવાની જગ્યા હોય અને નુબુવ્વતના અનામો જારી થયો હોય તેવી જગ્યાઓની તઅઝીમ કરવી જોઈએ તેવી પાક જગ્યાઓની હવાઓ સુંઘવી જોઇએ અને તેના દરો દીવારને ચુમવુ જોઇએ (શેફા શરીફ વીગેરે)

હમ્બલ રહમતુલ્લાહે ફરમાવ્યુ લા–બાઅસાબેહી એટલે ચુમવામા કોઇ રીતે હરજો નથી [1]

# બાબ આઠમો.

---

## હઝરત નબીએ અકરમ સલ્લલ્લાહો અલૈહે વ-સલ્લમની (પેદા થવાની ખુશીની મજ-લીસ) મોલુદ શરીફની ફઝીલત (ના બયાન)માં છે.

### (હઝરતના પેદા થવાની ખુશી કરવાથી શુ સવાબ મલે છે)

કીતાબ મેઅરાજુન મુસલેમીનમા છે કે હઝરત અબ્બાસ ઇબને અબદુલ મુતલીબ રદેયલ્લાહઅનહોએ ફરમાવ્યુ કે અબુ–લહબ ( હઝરતનો કાકો હતો પણ કુફરના લીધે દુશ્મન હતો ) મારો (પીત રાઇ ) ભાઇ થાએ છે અને મારો (પહેલા) દોસ્ત હતો જયારે તે મરી ગયો અને ખુદાપાકે (હઝરત પર તેના ઉપર અઝાબ થવા વીષે) ખબર આપી જે ખબર દેવાની હતી ( કે તે અઝાબમા છે) તેથી મને તેના પર ગમ થયો અને તેના કામે મને રજ ( તકલીફ ) મા નાખ્યો તેથી મે ખુદાપાકથી સવાલ કીધો કે મને અબુ-લહબને ખાબમા દેખાડવામા આવે (અને તે ખાબમા જોવામા આવ્યો ) હઝરત અબ્બાસ રદેયલલાહ અનહોએ ફરમાવ્યુ કે મે તેને ભડકતી આગમા જોયો અને તેનો હાલ પુછ્યો તો અબુ–લહબે કહયુ કે હુ દોઝખના અઝાબમા ગયો છુ અને મારા ઉપર સોમવારની રાત વગર સરવે દીવસો અને રાત્રામા અઝાબમા કમી થતી નથી અને પીરની રાતમા મારાપરથી અઝાબ ઉઠાવી લેવામા આવે છે તો મે કહયુ કે ( પીરની રાતમા ) શુ કારણથી ( અઝાબ નથી થતો ) તો અબુ–લહબે કહયુ કે પીરની રાતમા મોહમ્મદ (સલલ્લાહો અલૈહે વ સલ-લ્લમ ) પેદા થયા હતા અને મારી લોડીએ આવી હઝરતના પેદા થવાની

---

[1] હઝરત અલ્લામા સનદુલ મોહદદેસીન અબને હજર અસ-કલાની રહમ-તુલ્લાહ બુખારી શરીફની શરહમા લખ્યુ છે કે જે ચીજ તાઝીમવાલી હોય જોઈએ આદમી હોય અથવા બીજી ચીજ હોય તેને બોસો દેવો જાએઝ છે અને બુખારી શરીફની શરેહ અયનીમા પણ એવીજ રીતે લખ્યુ છે (મીઝબાહે તગહરથી)

ખુશ ખબરી દીધી જેથી હું હઝરતના પેદા થવાથી ખુશ થયો અને હઝરતના પેદા થવાની ખુશીમા તે લોંડીને મે આઝાદ કરી દીધી તેથી (હઝરતના પેદા થવાની ખુશી કરવાનો) ખુદાપાકે મને સવાબ (બદલો) એ દીધો કે દરેક સોમવારની રાતમા મારાપરથી દોઝખમા અઝાબ ઉઠાવી લેવામા આવ્યો છે અને હઝરત શેખ અબદુલહક મોહદદીસ દેહલવી રહમતુલ્લાહની (કીતાબ) માસબતા બીસસુનનામા છે કે (મોહદદીસ) ઇબને જોઝી રહમતુલ્લાહે ફરમાવ્યુ જ્યારે અબુલહબ કાફીરને જેની બુરાઇ કુરઆન શરીફ મા નાઝીલ થઇ છે તે હઝરતના પેદા થવાની રાતમા ખુશી કરવાથી દોઝખમા બદલો (પીરની રાતમા અઝાબ નહી થવાનો) આપવામા આવ્યો તો જે મુસલમાન મોવહહીદ ઉમ્મત મોહમ્મદ સલલ્લાહો અલૈહે વ સલલ્લમમાથી હોય અને પોતાનો માલ હઝરતની મોહબ્બતમા પોતાની તાકાત મુજબ ખરચ કરે તેનો શુ હાલ (કેટલો બદલો મલશે) મારી જીંદગીનો કસમ છે કે ખુદા પાકના નજીક તેનો (હઝરતની પેદાઇશની ખુશી કરનારનો) બદલો એ છે કે ખુદા પાક પોતાના ફઝલ અમીમથી જન્નત નઇમમા દાખલ કરે અને હમેશાથી મુસલમાનો આઇ મહીનામા (ખુશી જાહેર કરવા) એકઠા થાએ છે અને વલીમા (દાવતો) કરે છે અને તે રાતોમા ખેરાત કરે છે અને ખુશીઓ જાહેર કરે છે [1] અને નેકીઓમા વધારે કરે છે અને હઝ-

---

1 અલલામા અબુલ ફઝલ રહમતુલ્લાહ ફરમાવે છે કે જ્યારે હઝરત મુસા અલૈહીસ સલામને ફીરઓન પર આશુરાના દીવસે ફતેહ મલવાની ખુશીમા હઝરતે પણ રોઝે રાખ્યા છે તો હઝરતના પેદા થવાની ખુશી તો થવીજ જોઈએ અને મોહદદેસીનોના સરદાર અલ્લામા અબુશામા રહમતુલ્લાહથી હઝરતના પેદા થવાની ખુશીમા લોકો જે ખેરાતો કરે છે અને બીજા નેક કામો [મજલીસ વીગેરે] અને ખુશીઓ જાહેર કરે છે તે વીશે સવાલ કીધો તો ફરમાવ્યુ કે એ બહુ ઊમદા અને સારૂ કામ છે એમા ગરીબો પર એહસાન થાએ છે અને દીલમા જે હઝરતની મોહબ્બત અને અઝમત હોય છે તે જાહેર થાએ છે વીગેરે એવીજ રીતે બીજા પણ મોટા દરજાના મોહદદેસીનો ઇમામો વીગેરે મોલુદ શરીફની મજલીસ વીગેરેના ફઝાએલ બયાન કીધા છે વધુ ખુલાસા માટે હઝરત મવલાના શાહ અબદુલ હક સાહેબ જેમણે મકકા શરીફમા દલાએલુલ ખેરાતની એજાઝત આપતા હતા તેમનો રેસાલો તેમજ બીજા આલેમોના રેસાલા જુઓ

ખુદાપાકે હઝરત નબીએ પાકને બે શુમાર મરતબાઓ એનાયત કી ધા છે તેમજ હઝરત નબીએ પાકની સાથે જે ચીજોને સબંધ છે તેના પણ મરતબાઓ રોશન છે શેફા વીગેરેમા મોટા દરજાના મોહદદેસીન ઓલમાએ ફરમાવ્યુ છે કે હઝરતની કબર મુબારકની ઝમીનનો મરતબો બયતુલ્લાહ શરીફ બલ્કે અરશથી અફઝલ છે

રતની મોલુદ શરીફ પઢવા માટે ઉમેદ રાખે છે અને તેઓના ઉપર બર-કતો જાહેર થાએ છે[1] અને મોલુદ શરીફ પઢવા વીશે અનુભવ (તજરેબો) કરવામા આવ્યો છે કે તે સાલ અમન (ચેન) વાળો રહે છે અને (હઝરતની પેદા થવામા ખુશી કરવુ ) મુરાદ અને મકસદોના હાસલ થવામા જલદી ખુશ ખબરી દેનાર છે અલ્લાહપાક રહમ ફરમાવે તે આદમીપર જેણે હઝરતના પેદાઈશની રાત્રોને ઇદો બનાવી કે હઝરતની પેદા થવાની ખુશી કરવાથી જે લોકોના દીલમા હઝરતની (અદાવતની) બીમારી અને એનાદ (દુશમની) છે તેને સખત ઇલ્લત (બીમારી) થાએ

અને (કીતાબ) અસનાદુલ અશાજારમા બઅઝ આલેમોથી નકલ કીધુ છે કે તેઓએ (ખાબમા) રસુલુલ્લાહ-સલલ્લાહો અલેહે વ સલલમની ઝીયારતથી મુશર્રફ થયા અને (તે આલેમે હઝરતની ખીદમતમા અરજ કીધુ યા રસુલુલ્લાહ સલલ્લાહો અલહે વ સલલમ મોલુદ શરીફ (ની મજ-લીસો) જે લોકો (મોહબત જાહેર કરવા) કરે છે અને લોકો (મજલીસમા) એકઠા (સવાબની નેયતથી મોલુદ શરીફ પઢવા સાંભળવા) થાએ છે અને (મોલુદ શરીફનુ બયાન સાંભળી) લોકો ખુશીઓ કરે છે અને (હઝરતના મોહબતમા ) માલ ખરચ કરે છે અને મોલુદ શરીફ (ની મજલીસો) ને

---

[1] હઝરત મવલાના શાહ વલીયુલલાહ રહમતુલ્લાહ કીતાબ ફુયુઝુલ હર મેનમા ફરમાવે છે કે મક્કા શરીફમા જે ઘરમા હઝરત પેદા થયા હતા ત્યા માહે મોલુદુન નબીની બારમી તારીખમા મજલીસ મોલુદ શરીફમા શરીક થયા તે મજલીસમા મે જોયુ કે ખુદાપાકના અનવાર [નુરો] નાઝીલ થતા હતા વીગેરે અને હઝરત મવલાના શાહ હાજી ઈમદાદુલ્લાહ સાહેબ ફરમાવે છે કે મોલુદ શરીફ [અને કેયામ]ની મજલીસ કરવાનુ મારા અને મારા બુઝરગાનો તરીકા છે અને મોલુદ શરીફની મજલીસમા શરીક થાઉ છુ બલકે બરકતનો ઝરીઓ સમજી દર સાલ મજલીસ કરૂ છુ અને હઝરતના પેદાઈશના ઝીકર વખત ઉભા થાએ છે તેમા મને લુત્ફ અને લઝઝત મઝા આવે છે અને હુ પોતે મોલુદ શરીફની મજલીસ કરૂ છુ અને મારા પીરના ઓરસ શરીફપર પહેલા કુરઆન શરીફની તેલાવતની મજલીસ થાએ છે અને વખત મળે છે તો પછી મોલુદ શરીફની મજલીસ પણ કરૂ છુ

હઝરત મવલાના શાહ એનુલ કોઝાત સાહેબ કીતાબ એહતેફાલુલ મીલાદમા કુરઆન શરીફ અને હદીસોની મજબુત દલીલોથી લખે છે કે મજલીસે મોલુદ શરીફથી હઝરતની મોહબ્બત અને અઝમત અને ઇમાનની મજબુતી થાએ છે અને ખુદાપાક સાથે અને હઝરત સાથે સબંધ થાએ છે અને એવી મજલીસોમા ખુદાપાકની રહમતો બરકતો નાઝીલ થાએ છે

લોકો નેક અમલ ગણે છે તો હઝરત નબીએ અકરમ સલ્લાહો અલૈહે સલ્લમે ફરમાવ્યુ જે હમારી ( પેદા થવાની ) ખુશી કરે છે હમો તેનાથી ખુશ થઈએ છીએ અને દોસત પોતાના દોસત સાથેજ હોય છે ( એટલે મોલુદ સરીફના ખુશી કરનારાઓ મારી સાથેજ છે )

---

# બાબ નવમો.

---

## નમાઝ અદા કરયા પછી મુત્તસીલ ઝીકર કલેમા તૈયેબાના કરવાના (બયાનમાં)

[ કીતાબ ] ઉમદતુલ અબરાર અને કનાવા સમરકન્દી અને શરેહ નવાદેરૂલ બુરહાનીમા અઝકારના બાબમા છે કે સરવે ઝીકરમા અફઝલ ( ઝીકર ) કલેમા શહાદત છે અને કલેમો પડવામા પોતાના આવાઝને ખેચે એટલા સુધી કે બદનના દરેક ભાગને મઝાનો હીસ્સો મલે (અને) હઝરત શેખુલ ઇસલામથી નકલ કરેલો આવોજ (બયાન કીતાબ) કનઝુલ એબાદમા છે

---

# બાબ દસમો.

---

## અઝાન કહેનારથી કોલ અશહદો અન્ના મોહમ્મદુર રસુલુલ્લાહ સાંભળવા વખત બેઉ અંગુઠાઓ ચુમવાના બયાનમાં

હાફેઝ શમશોદદીન અબુલ ખેર મોહમ્મદ બીન વજીહોદદીન અબ દુર રહમાન સખાવી શાફેઇ રહમતુલ્લાહે (કીતાબ) મકાસેદે હસનામા અઝાન કહેનારથી અશહદો અન્ના મોહમ્મદુર રસુલુલ્લાહ સાંભળવા પછી

બેઉ અગુઠાઓ ચુમવા પછી બેઉ આખોને શહાદતના બેઉ બાતીન અગુઠા લગાવવા અને સાથે અશહદો અન્ના મોહમ્મદ અબ્દોહુ વ રસુલોહુ રદીતો બીલ્લાહે રબ્બન વ બીલ ઇસલામે દીના વ બે મોહમ્મદીન નબીય્યા પઢવા ફરમાવ્યુ છે ૧

## (હઝરત અબુબકર રદેયલ્લાહે અગુઠા ચુમ્યા છે)

હઝરત દેલમી રહમતુલ્લાહે (કીતાબ) મસનદુલ ફીરદોસમા હઝરત અબુબકર સીદદીક રદેયલ્લાહની હદીસમા બયાન કીધુ છે કે જયારે હઝરત સીદદીક રદેયલ્લાહ અઝાન કહેનારથી અશહદો અન્ના મોહમ્મદુર રસુલુલ્લાહ સાભળ્યુ તો આપે એજ (અશહદો અન્ના મોહમ્મદર રસુલુલ્લાહ) પઢ્યુ અને બેઉ શહાદતના આગળાના પોરવાઓને ચુમ્યા અને બેઉ આખોથી લગાવ્યા ૨ તો હઝરત નબીએ અકરમ સલલ્લાહો અલૈહે વ સલલમે ફરમાવ્યુ મારા ખલીલે (હઝરત સીદદીકે) જે પ્રમાણે કીધુ તેજ રીતે (અગુઠા ચુમવા તથા આખોપર લગાવવાનુ) જે કોઇ (મુસલમાનોમાથી) કરશે તેના માટે મારી શફાઅત હલાલ થઇ

---

૧ ફતાવા શામી જે હનફી મજહબમા બહુ મોઅતબર કીતાબ છે તેમા અઝાનના બાબમા લખ્યુ છે કે જયારે અઝાન કેહનારથી અશહદો અન્ના મોહમ્મદર રસુલુલ્લાહ સાભળે તો પોતાના બેઉ અગુઠાને ચુમી બેઉ આખોને લગાડે એવીજ રીતે ફતાવા સોફીત અને ફતાવા ખઝાનતુર રેવાયત અને કીતાબ નરૂલ એબાદ અને જામેઉર રોમુઝ અને સલાત મસઉદી અને સફરૂસ સઆદત વીગેરેમા અઝાનમા હઝરતનુ નામ મુબારક સાભળી અગુઠા ચુમવા અને આખો પર લગાડવા મુસતહબ ફરમાવ્યુ છે અને દલીલમા હદીસો વીગેરે લખી છે અને મક્કાશરીફ મદીના શરીફ બયતુલ મુકદ્દસ શરીફ બગદાદ શરીફ વીગેરે સરવે પાક જગાઓના મોટા આલેમો મશાએખોનો એ વાતપર અમલ છે અને ઇજમાઅ છે.

૨ હઝરત અલ્લામા મોહદદીસ મુલ્લા અલીકારી રહમતુલ્લાહ ફરમાવે છે કે જ્યારે હઝરત સીદદીક રદેયલ્લાહથી અઝાનમા અગુઠા ચુમવાનુ સાબીત થયુ તો હમારા માટે અમલ કરવા (આજ દલીલ) બસ છે કેમકે હઝરત નબીએ અકરમ સલલ્લાહો અલૈહે વ સલલમે ફરમાવ્યુ છે કે મારી સુન્નત પર અને મારા ખોલફાએ રાશેદીન (હઝરત અબુબકર રદેયલ્લાહ વીગેરે)ની સુન્નતને પોતાના ઉપર લાઝીમ કરજો

## (હઝરતના નામપર અંગુઠા ચુમવાના ફાએદાઓ)

અને (કીતાબ) મસનદે ફીરદોસ હાફેઝ ઇમામ શહરદાર ઇબને હાફેઝ શહરવીયયતુદ દેલમીમા છે કે તહકીક ફરમાવ્યુ રસુલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહે વ સલ્લમે કે જેણે અઝાનમા અશહદો અન્ના મોહમ્મદુર રસુલુલ્લાહ સાભળી પોતાના બેઉ અંગુઠાના નાખુનો ચુમ્યા (તો) હુ તેને જન્નતની સફોમા લઇ જવાવાળો અને દાખલ કરનાર છુ

## (હઝરત આદમ અલૈહીસ સલામે હઝરતનો નુર મુબારક જોઇ ચુમો દીધો)

અને (કીતાબ) અહાદીસ કુદસીયામા રેવાયત છે કે હઝરત આદમ અલૈહીસ સલામને જન્નતમા હઝરત મોહમ્મદ સલ્લલ્લાહો અલૈહે વ સલ્લમના દીદાર તારીફ કરવાનો શોક થયો તો ખુદાપાકે વહી કીધી કે હઝરત તમારી પીઠમા છે અને આખર ઝમાનામા જાહેર (પેદા) થશે પછી આદમ અલૈહીસ સલામના (જોવા) માટે ખુદાપાકે હઝરત મોહમ્મદ સલ્લલ્લાહો અલૈહે વ સલ્લમની સુરત આપના બેઉ અંગુઠાના નાખુનોની સફાઇમા જાહેર કીધી અને હઝરત આદમ અલૈહીસ સલામે બેઉ અંગુઠાને (બોસો દીધો અને) બેઉ આખોપર (અંગુઠા) ફેરવ્યા તેથી (હઝરતનુ નામ સાભળી બોસા દેવો) હઝરત આદમ અલૈહીસ સલામની અવલાદ માટે દલીલ થઇ[1] અને મીસરમા છપાએલી (કીતાબ) ફવાએદ પાના ૧૫ મા છે કે કેટલાક નેક લોકો (બુઝરગો) હઝરત ખીઝર અલૈહીસ સલામથી રેવાયત કરે છે કે હઝરત ખીઝરે ફરમાવ્યુ જેણે અઝાન કહેનારથી અશહદો અન્ના મોહમ્મદર રસુલુલ્લાહ કહેતા વખત પોતાના બેઉ અંગુઠાને ચુમો દઇ બેઉ આખોપર અંગુઠા લગાવ્યા અને (હઝરતનુ નામ સાભળી) મરહબમ બે હબીબી વ કુરરતો અયની મોહમ્મદબ્ન સલ્લલ્લાહો અલૈહે વ સલ્લમ પઢે તો તેની આખમા દરદ કદી નહી થશે[2]

---

૧ કીતાબ મઆરેજુન નુબુવ્વહ અને ફતાવા જવાહેરમા પણ હઝરત આદમ અલૈહીસ સલામે ચુમા દીધો છે વીગેરે હકીકતો લખી છે

૨ હઝરત ઈમામ હસન રદેયલ્લાહો અનહોની રેવાયતમા છે કે જે આદમી અઝાનમા હઝરતનુ નામ સાભળી બેઉ અંગુઠાઓને બોસો દઈ આખો ઉપર મુકશે તો તે આંધળો નહીં થશે અને તેની આખમા દરદ કદી નહી થશે (નુરુલ અયનેન)

# બાબ અગ્યારમો.

---

## અહલેકોબુર (બુઝરગો)થી ઈસતેમદાદ (વસીલો) ચાહવાના બયાનમાં.[1]

કૃતાવા ઝાહુલ લબીબ અને ખઝાનતુલ જલાલીમા છે કે રસુલુલ્લાહ સલલ્લાહો અલેહે વ સલલમે ફરમાવ્યુ જ્યારે તમો (કોઇ) કામોમા હેરાન થાઓ તો અહલેકુબુર (બુઝરગો)થી ઇમદાદ (વસીલો) ચાહો અને હુજ્જતુલ ઇસલામ (ઇમામ) મોહમ્મદ ગેઝાલી રહમતુલ્લાહે ફરમાવ્યું છે કે જે શખ સથી જીંદગીમા મદદ લેવાએ તેમના ઇનતેકાલ (વફાત) પછી પણ તેમનાથી મદદ (વસીલો) લેવાએ અને મશાએખ ઉઝઝામમાથી ફરમાવ્યુ છે કે ચાર મશાએખોને મે જોયા કે તેઓ જેવી રીતે પોતાની જીંદગીમા તસરરૂફ કરતા હતા તેવીજ રીતે તેઓ પોતાની વફાત પછી પણ પોતાની કબરોમાં તસરરૂફ કરે છે તે (ચાર)માથી હઝરત શેખ મઅરૂફ કરખી રહમતુલ્લાહ છે અને હઝરત શેખ અબદુલ કાદેર જીલાની રહમતુલ્લાહ છે અને એ સીવાય બીજા બે બુઝરગો બયાન કીધા

---

૧ હદીસ શરીફમા છે કે જ્યારે હઝરત આદમ અલૈહીસ સલામે હઝરત મોહમ્મદ સલલ્લાહો અલૈહે વ સલલમનો વસીલો પકડી દુઆ કીધી તો ખુદા પાકે આપની તોબા કબુલ કીધી બેહકી શરીફમા છે કે હઝરત ઉમર રદેયલ્લા હના જમાનામા દુકાલ પડ્યો તો હઝરત બેલાલ રદેયલ્લાહ હઝરતના રાઝા મુબારક પર હાજર થયા અને અરજ કીધુ યા રસુલલ્લાહ (સલલ્લાહો અલૈહે વ સલલમ) આપની ઉમ્મતના માટે વરસાદ માટે દોઆ કરો અને હઝરતે ખાબમા વરસાદ થવાની બશારત દીધી અને બુખારી શરીફમા છે કે હઝરત અબ્બાસ રદય લ્લાહ અનહોનો વસીલો પકડી હઝરત ઉમર રદેયલ્લાહ વરસાદ માટે દુઆ કરતા હતા. અને કીતાબ સવાએકે મોહરેકામા હઝરત ઈબન હજર રહમતુલ્લાહે લખ્યુ છે કે હઝરત શાફેઇ રહમતુલ્લાહે અહલેબેતનો વસીલો પકડી ફરમાવ્યુ કે આલેનબી મારો ઝરીઓ છે અને કીતાબ ખેરાતુલ હસ્સાનમા છે - ઈમામ શાફેઈ રહમતુલ્લાહ હઝરત ઈમામ અબુહનીફા રહમતુલ્લાહના કુબ્બા શરીફ પર આવતા હતા અને બે રકઅતો પઢી હઝરત ઈમામ અબુ હનીફા રહમતુલ્લાહનો વસીલો પકડી પોતાની હાજત પુરી થવા દુઆ કરતા હતા અને હઝરત ઈમામ અહમદ બીનહમબલ રહમતુલ્લાહ ઈમામ શાફેઈ રહમતુલ્લાહનો વસીલો પકડતા હતા (મીસબાહુલ અનામ અને જવાહીર નવસમુલ મુફતી દહલાન )

અને જીવતા (બુઝરગો)ની મદદ તાકતવાળી (કવી) હોય છે અથવા વફાત પામેલા (બુઝરગો)ની છે તો બઅઝે (બુઝરગોએ) ફરમાવ્યુ જીવતાઓની (મદદ કવી છે) અને બઅઝે (બુઝરગોએ) ફરમાવ્યુ કે વફાત પામેલા બુઝરગોનુ ઇમદાદ કરવુ વધારે કવી છે કેમકે તેઓ ખુદાપાકના બેસાત (કુરબ નજદીક)મા છે અને એ વીસે (અવલેયા અલ્લાહની) જમાઅનોથી બહુ રેવાયતો આવી છે અને કોઇ વાત કુરઆન શરીફ અને હદીસ શરીફ અને (અવલેયા અલ્લાહના) ફરમાનોથી ખીલાફ જાણવામાં આવી નથી[1] અને (બીજી દલીલ એ છે કે) રૂહ બાકી રહેનાર છે અને ઝીયારત માટે આવનાર આદમીને રૂહ જાણે છે ખાસ કરી કામેલીન (અવલેયા અલ્લાહ)ની રૂહોને ખુદાપાકની નજદીક (કુરબ) થવાથી (ઝીયારત માટે આવનારને જાણે છે) જેવુ કે જીદગીમા ઓલખતા હતા અથવા તેથી પણ વધુ ઓલખે છે અને (કીતાબ) મુખતસુરત તીબીમા છે કે જે ઇસતેમદાદ (બુઝરગોથી મદદ લેવાનુ) હમો (જાએઝ) સમજીએ છીએ તે એ છે કે તહકીક દુઆ કરનાર ખુદાપાકના તરફ મોહતાજ છે દુઆ કરે છે અને ખુદાપાકના ફઝલથી પોતાની હાજત તલબ કરે છે અને ખુદાપાકના મોકરરબ બદાની રૂહનો વસીલો પકડે છે અને કહે છે યા અલ્લાહ આઇ તારા બદાના વસીલાથી જેના પર તુએ રહમ કીધુ છે અને બુઝ-

---

૧ તીબરાની શરીફમા છે કે હઝરતે ફરમાવ્યુ કે ખુદાએ પાક નેક મુસલમાનના સબબથી તેના પડોસમા સો ઘરો વાલાઓથી બલાઓ દુર કરે છે અને તીબરાની શરીફમા છે કે હઝરતે ફરમાવ્યુ મારી ઊમ્મતમા ત્રીસ અબદાલ છે તેમનાથી જમીન કાએમ છે તેમના સબબથી તમારા પર વરસાદ વરસે છે અને તેમના સબબથી તમોને મદદ મલે છે હઝરત શેખ હબીબ અલવી હદદાદ રહમતુલ્લાહ કીતાબ મીસ બાહુલ અનામમા ફરમાવે છે કે જ્યારે મખલુક વાલાથી કોઇ ચીજ તલબ કરે તો તેને દુઆ નથી કેહતા કેટલાક ગુમરાહ લોકો એને દુઆ સમજી વસીલા પકડવાને મના કરે છે એ તેમના જાહેલ થવાનુ કારણ છે અને હઝરત ઈબને સલાહ વીગેરે ફરમાવે છે કે અવલેયા અલ્લાહની કરામતો વફાત પછી થવાનુ ઈનકાર ઝલીલ અને ખરાબ અકીદાવાલા વગર કોઈ નહી કરશે અને ઈબને હજર મકકી રહમતુલ્લાહ ફરમાવે છે કે આઈ વાતનો ઇનકાર મોઅતઝેલા (ગુમરાહ ફીરકા) વગર કોઈ નથી કરતુ અને મઝહબ અહલે સુન્નત વ જમાઅતમા પેગમબરો અને અવલેયા અલ્લાહથી હયાતી અને વફાત પછી વસીલો પકડવો જાએઝ છે [જવાહીરૂલ તવસ્સુલ અને મીસબાહુલ અનામ શેખ હબીબ હદદાદ રહમતુલ્લાહ)

રગી દીધી છે મારી હાજત પુરી કર અને માગ સવાલને પુરો કર તહકીક તુજ દેનાર સખી છે ખુદાપાકના નજદીક આઇ મોકર્રબ બદા (બુઝરગ ને વસીલા માટે પુકારે છે (૨) અથવા કહે છે અય અવલેયા અલ્લાહ મારા માટે શફાઅત કરો અને ખુદાપાકથી દુઆ કરો અને ખુદા પાકથી સવાલ કરો કે મારો સવાલ પુરો કરી દે અને મારી હાજતો પુરી કરે અને દેનાર અને જેનાથી સવાલ કરવામા આવે છે અને જેનાથી ઉમેદ રાખવામા આવે છે તે ખુદાપાકજ છે અને વચમા બદાનો તો વસીલો છે અને ખુદાપાકના સીવાએ કોઇ કુદરતવાલો અને કરવાવાલો અને તસર્રફ કરવાવાલો નથી[1] અગર આઇ (વસીલો) શીરક હોય જેવુ કે મુનકીર (લોકો) ખીયાલ કરે છે તો ખુદાપાકના નેક બદાઓ અને અવલેયા અલ્લાહની જીદગીમા પણ તેઓથી વસીલો પકડવા અને દુઆ તલબ કરવાથી મના કરે અને જીદગીમા તો તેઓ ઉપલી વાતોને મના નથી કરતા) તો મના નથી બલકે તે (વસીલો પકડવો) દીનમા મુસ્તહબ છે અને મુસતહસન (તરીકે) જારી છે જેવુ કે હઝરત રસુલે અકરમ સલલ્લાહો અલેહે વ સલલમે ફરમાવ્યુ જે આદમી મદદ લેવાનો એરાદો કરે તો તે કહે અઇનુની યા એબાદલ્લાહ અઇનુની યા એબાદલ્લાહ અઇનુની યા એબાદલ્લાહ (અય ખુદાપાકના બદાઓ મારી મદદ કરો) માલમ થયુ કે બદાઓને મદદ કરો કેહવાથી શીરક થતુ નથી (મદદમા વીગેરેના માટે મદદ કરો વીગેરે ગતદીવસ બોલવામા આવે છે) હા અગર ઐતેકાદ કરનાર અહલે કુબુર (બુઝરગો)ને તસર્રફ કરનાર અને કુદરત રાખનાર બીઝઝાત (ખુદાપાકની મદદ કયા વગર તેઓ મદદ કરી શકે) ખુદાપાકના તરફ તવજ્જોહ કીધા વગર અને તેની પાસ વસીલેઅ

---

[1] જેવુ કે લોકો કહે છે આઇ દવાએ મને સારૂ કરી દીધુ અથવા આ હકીમે મને ફાએદો પોચાડ્યો તો હકીકતમા તો ખુદાપાક શેફા દેનાર અને ફાએદો દેનાર છે પણ મજાઝી માએનાની રીતે એમ બોલાએ છે કસીદા બુરદા શરીફવાલા હઝરતની શાનમા ફરમાવે છે અય ગરવે મખલુકના બુઝરગ આપના સીવાય મારૂ કોઈ નથી કે આમ મુસીબત વખત તેમની પનાહમા આવુ અને હાજી ઇમદાદુલ્લાહ સાહેબ હઝરતની શાનમા ફરમાવે છે—અગરચે નેક હુ યા બદ તુમારા હો ચુકાહુ મેં બસ અબ આહો હસાઓ યા રૂલાઓ યા રસુલલ્લાહ અગરચે હુ નકાબીલ વહાકે પર ઉમ્મેદ હે તુમસે કે શીર મુજકો મદીને મે બુલાઓ યે રસુલુલ્લાહ જહાઝ ઉમ્મતકા હકને કરદીયા હે આપકે હાથે બસ અબ ચાહો ડુબાઓ યા તીરાઓ યા રસુલુલ્લાહ

કીધા વગર માને જેવુ કે અવામ જેહાલતવાળા અને ગફલતવાળાઓ અકીદો રાખે છે અને જેવુ કે એ સીવાય કબરોને સીજદો કરે છે અને તે (કબરો તરફ) નમાઝ પડે છે કે જેનાથી મના કરવામા આવ્યુ અને ડરાવામા આવ્યુ છે (તો એ મના છે પણ) અવામનો (અકીદાઓનો કાઇ) એઅતેબાર હરગીઝ નથી અને તે આઇ બેહસથી અલગ છે

પછી જાણો કે આઇ (ઇસતેમદાદ વીગે) ઇખતેલાફ અવલેયા અલ્લાહથી મદદ માગવામા છે પેગમબરોથી મદદ માગવા વીશેમા છે નહી કેમકે તેઓ બીલ ઇત્તેફાક દુન્યાની જીદગી માફકજ જીવતા છે. ખુદાપાક તેઓ સરવે પર રહમતો નાઝીલ કરે (જેવુ કે બીજા બાબમ બયાન થયુ) હઝરત ગોસુલ આઝમ પીરાનપીર) રહમતુલ્લાહ અલૈહ ફરમાવે છે કે લોકોના દીલો (મનો) મારા હાથમા છે અગર હુ ચાહુ તો તેઓના દીલ મારાથી ફેરવી દઉં અગર ચાહુ તો મારી તરફ ફેરવી લઉં

અને હઝરત ઇબરાહીમ રહમતુલ્લાહે ફરમાવ્યુ છે કે ખુદાપાકે મને દરેક ચીજ જે મારી પાસે હાજર થાએ છે તેમા તસરરૂફ કરવા)ની તાકત આપી છે તેથી મારા હજુરમા કોઇ આદમી ઉભો નથી થતો કે બેઠતો નથી અને હરકત નથી કરતો પણ હુ તેમા તસરરૂફ કરૂ છુ આઇ બયાન ઇમામ યાફેઇ રહમતુલ્લાહથી [કીતાબ] ખુલાસતુલ મફાખેર અને બહજતુલ અસરારમા છે અને એવીજ રીતથી ઇમામ તકીયયોદદીન સુબકી રહમતુલ્લાહ અને ઇબને હજર મકકી રહમતુલ્લાહે (કીતાબ) મનાકીબ અબુહનીફા રહમતુલ્લાહમા ઇમામ યાફેઇ રહમતુલ્લાહથી અને (મવલાના શેખ) અબદુલહક દેહલવી રહમતુલ્લાહે મીશકાત શરીફના તરજુમામા અને તકમીલુલ ઇમાનમા અને જામેઉ સગીરની શરહમા લખ્યુ છે પણ હમોએ ટુકાણુ કરવાના લીધે તે (એબારતને) છોડી દીધુ છે અય ખુદાપાક તુ હમને હક વાત હક કરીને દેખાડજો અને બાતીલને બાતીલ કરી દેખાડજો અને હમોને હક વાતની તાબેદારી કરવાની અને બાતીલ (બુરી વાતો)થી બચવા નસીબ કરજો અને હમોને સીધો રસ્તો દેખાડજો

---

# બાબ બારમો.

## હઝરત નબીએ અકરમ સલલ્લાહો અલૈહે વ સલલમના રૌઝા મુબારકની ઝીયારત કરવા દુરથી સફર કરીને જવા માટેના બયાનમાં

ખુદાપાક ફરમાવે છે અગર એ લોકો પોતાની જાનો પર જુલમ કરે અને પછી અય નબીએ પાક આપની ખીદમતમા આવે અને (આપનો વસીલો પકડી) ખુદાપાક પાસે પોતાના ગુનાહોની બખશીશ (ઇસતેગફાર) ચાહે અને તેના માટે રસુલ (હઝરત પણ) બખશીશ માગે તો અલબત્તા ખુદાપાક તેઓની તોબા કબુલ કરશે અને તેઓ પર રહમ કરશે

હઝરત ઇબને હજર મકકી રહમતુલ્લાહ (કીતાબ) જવાહેરૂલ મુનઝમમા ફરમાવ્યુ છે કે આ૦ આયત શરીફમા સૈયદેના મોહમ્મદ સલ્લાહો અલહે વ સલલમ ના રોઝા શરીફ પર સફર કરવા તથા ચાલવા અને આપની ખીદમતમા હાજર થવા માટે મુસલમાનો ને શોક દેવાડવા માટેની દલીલ છે અને હઝરતના રોઝા શરીફ પર આપના વફાત પછી પણ આવવા તથા હાજર થવા માટે પણ દલીલ છે કેમકે હઝરત નબીએ અકરમ સલલ્લાહે અલૈહે વસલલમ પોતાના બદન અને રૂહ સાથે હયાત છે જેમકે વફાત પહેલા હતા અને કોઇ ચીજ આપનામાથી બદલી નથી જેવુ કે પહેલા બયાન થયુ ( બીજા બાબમા ખુલાસાવાર )[1]

---

[1] મદારેજ શરીફ વગેરેમા છે કે હરરોજ સવારે હઝરતના રોઝા મુબારક પર સીત્તેર હજાર ફરીશતાઓ (આસમાનથી) ઊતરે છે અને પોતાના પરોથી જારોબ કશી કરે છે અને હઝરત પર દુરૂદ શરીફ પડે છે જ્યારે સાંજ થાએ છે તો તેઓ આસમાન પર ચાલ્યા જાએ છે અને તેમના બદલામા સીત્તેર હજાર ફરીશતાઓ બીજા ઊતરે છે અને સવાર સુધી તેજ કામો કરે છે કયામત સુધી એવીજ રીતે ઊતરશે

અલ્લામા ઇબને હોમામ રહમતુલ્લાહ ફતહુલ કદીરમા ફરમાવે છે કે બેહતર આઈ વાત છે કે (મદીના શરીફ જવા માટે) નબીએ અકરમ સલલ્લાહો અલૈહે વ સલલમની ઝીયારત કરવાની ખાલીસ નૈયત કરે અને રોઝા શરીફ પર આવ્યા પછી મસજીદ નબવી શરીફની નૈયત કરે અથવા ખુદાપાકના ફઝલથી બીજી વખત હઝરતના રોઝા શરીફ પર જાએ તો બેઉની [રોઝા શરીફ અને મસજીદ નબવી શરીફ] ની નૈયત કરે એમા હઝરતની શાન અને અઝમત છે

અને હાફેઝ અબદુલ્લાહ રહમતુલ્લાહે (કીતાબ) મીસબાહુઝ ઝલામમાં બયાન કીધુ છે કે એક બદવી (ગામનો આદમી) હઝરત નબીએ અકરમ સલલ્લાહો અલૈહે વસલલમ ના વફાત બાદ ત્રણ દીવસ પછી હઝરતની તુરબત (કબર) શરીફ પર આવ્યો અને કબર શરીફ થી (એક) મુઠી માટી લઇને પોતાના માથા પર નાખી અને (બદવીએ) કહ્યુ યા રસુલ્લાહ (સલ્લાહો અલૈહે વ સલલમ) મે મારા નફસ (જાન) પર જુલમ કીધો છે અને હુ આપના હજુર મા હાજર થયો છુ કે આપ મારા માટે (ખુદા પાકથી) બખશીશ ચાહો તો (હજરતની) કબર શરીફથી (જવાબમા) આવાઝ આવ્યો કે ખુદા પાકે તારી બખશીશ કીધી છે

અને હઝરત રસુલ્લાહ સલલ્લાહો અલેહે વ સલલમે ફરમાવ્યું છે જેણે મારી કબર (શરીફ) ની ઝીયારત કીધી તેના માટે મારી શફાઅત વાજીબ થઇ દારેકુતની મા આ રીવાયત આનસ બેહકીથી રીવાયત કીધી છે.

અને (કીતાબ) દારેકુતનીમા છે કે હઝરત રસુલે અકરમ અલ્લાહો અલૈહે વ સલલમે ફરમાવ્યુ જેણે હજ કીધી પછી મારી કબર (તુરબત શરીફ) ની ઝીયારત મારા વફાત થવા પછી કીધી તોએ (ઝીયારત કરવુ) એવુ છે કે જેવુ મારી હયાતીમા તેણે (મુલાકાત) કીધી અને જેણે (હજ કરી) મારી (કબરની) ઝીયારત નહી કીધી તેણે મારા પર જુલમ કીધો

અને બુખારી (શરીફ) માં છે (હઝરતે ફરમાવ્યુ) કે મારી ઉમ્મતમાથી જેને તાકત હોય અને (હજ કીધા પછી) મારી કબર (શરીફની) ઝીયારત નહી કીધી તો તેના માટે કોઇ ઊઝર નથી (એટલે તાકત હોવા છતા હઝરતના રોઝા મુબારક પર નહીં જવુ એથી ગુનેહગાર થશે.)

અને ખાતેમુલ મુજતહેદીન ઇબને હજર મકકી રહમતુલ્લાહે (કીતાબ) જવાહેરૂલ મુનઝમમા ફરમાવ્યુ છે કે સર્વે ઓલમાએ કીરામે હઝરતના રોઝા મુબારકની ઝીયારત કરવા જવા માટે અને તેના માટે સફર કરવાના મશરૂઅ (શરીઅતથી હુકમ) થવા વીશે ઇજમાઅ કીધો છે અને એવીજ રીતે સરવે મુસલમાનો આલેમો વીગેરેએ પણ હઝરતના રોઝા મુબારકની ઝીયારત કરવા જવા અને તે માટે સફર કરવા માટે ઇજમાઅ કીધો છે અને સહાબા રીદવાનુલ્લાહ અલૈહીમ અજમઇનના ઝમાનાથી આજ સુધી સરવે લોકો સરવે મુલકોથી અને તમામ વખતોમા હઝરતના રોઝા મુબારકની ઝીયારત કરવા માટે હજથી પેહલા અને હજ પછી આવે છે અને

લાંબી મુસાફરીઓ કરે છે અને એના માટે માલ (સવાબ લેવા) ખરચ કરે છે અને અકીદો રાખે છે કે હઝરતના રોઝા મુબારકની ઝીયારત માટે જવુ નેકીના મોટા કામોમાંથી છે [૧]

અને શેખ અબદુલલતીફ મઅરૂફ બ ઇબને માલેકની [કીતાબ] બારેકુલ અઝહાર શરહ મશારેકુલ અનવારમા [બયાન કીધુ] છે કે હઝરત નબીએ અકરમ સલલ્લાહો અલેહે વ સલલમે ફરમાવ્યુ કે તમો ફજા વા ન બાંધો મગર ત્રણ મસજીદ માટે એટલે તમો નમાઝ પઢવા માટે સીવાએ ત્રણ મસજીદ માટે કજાવા ન બાંધો એના માએના એ થયા કે મસજીદમા નમાઝ પઢવા માટે કજાવા બાંધવાની ફઝીલત ત્રણ મસજીદો માટે છે અને ફઝીલતથી (પણ) મુરાદ ફઝીલત તામ્મા (કામીલ) છે અને એ ત્રણ મસજીદોની બુઝરગીનો પણ સબબ એ છે કે તેનો પાયા પેગમબરોએ નાખેલો છે અને તેમની મસજીદો છે બેયતુલ્લાહ શરીફને હઝરત ઇબરાહીમ અને હઝરત ઇસમાઇલ અલહેમસસલામે બનાવ્યુ અને મસજીદે નબવીને હઝરત નબીએ અકરમ સલલાહો અલેહે વ સલલમે બનાવી અને મસજીદ અકસા હઝરત સુલેમાન અલેહી સસલામે બનાવી) અને (કીતાબ) મેફા ટાઝી એહકામ રહમતુલ્લાહમા છે કે કજાવાનુ બાંધવુ હઝરત નબીએ અકરમ સલલાહો અલેહે વ સલલમના તરફ વાજબ છે અને વાજબથી મુરાદ આઇ જગા (લુઝમ) મુસતહબ અને (લુઝુમ) તરગીબી તાકીદી છે

અને (કીતાબ) ફતહુલ કદીરમા છે કે હમારા મશાએખોએ ફરમાવ્યુ છે કે હઝરત નબીએ અકરમ સલ્લાહો અલેહે વ સલલમની કબર મુબારકની ઝીયારત કરવા જવુ અફઝલ મનદુબાતમાથી છે

અને (કીતાબ) મનાસેક કારી અને શરહીલ મુખતારમા છે કે હઝરતની કબર શરીફની ઝીયારત કરવા જેને જવા ની તાકત હોય તેના માટે (જવુ) વાજબના નજદીક છે અને (કીતાબ) દુરરે મુખતારમા છે કે હઝરત નબીએ અકરમ સલલ્લાહો અલહે વ સલલમના કબર શરીફની

૧ બેયતુલ્લાહ શરીફમા એક રકઅતનો એક લાખ રકઅતનો સવાબ અને મસજીદે નબવી શરીફમા પચાસ હજાર રકઅતનો સવાબ અને બયતુલ મોકદદસમા પચીસ હજાર રકઅતનો સવાબ મલે છે તેથી આલમાએ મોહદદસીનમા ઈખતેલાફ થયા - સઘળે જમીનોમા અફઝલ જમીન કઈ છે પણ સઘળે આલમાના નજદીક આઈ વાત પર ઈત્તેફાક છે કે હઝરતની કબર શરીફની જમીન સઘળે જમીનોથી અફઝલ બલકે અરશથી અફઝલ છે (રેદા નારોફ વીગરે)

ઝીયારત કરવી મનદુબ (મુસતહબ ગુજીબી) છે બલકે જેને જવા ની તાકત હોય તેના માટે વાજીબ પણ ફરમાવવામા આવ્યુ છે અને જેના પર હજ ફરઝ હોય તો પેહલા હજ કરે (અને પછી હઝરતના રોઝા મુબારક પર જાએ) અને જો હજ નફલી હોય તો તેને ઇખત્યાર છે (જોઇએ પેહલા હઝરતના રોઝા મુબારકપર જાએ જોઇએ હજ કરી પછી હાજરી આપે )

અને (કીતાબ) દારકુતની શરીફમા છે કે હઝરત નબીએ અકરમ સલલ્લાહો અલહે વ સલલમે ફરમાવ્યુ કે જે આદમી મારી ઝીયારત કરવા માટે આવે અને તેને મારી ઝીયારત કરવા સીવાએ બીજુ કામ નહી હોય તો મારા પર તેનો હક છે કે હુ તેના માટે કયામતના દીવસમા શફાઅત કરૂ અને (કીતાબ) ફતહુલ કદીરમા હઝરત ઇબને હોમામ રહમ તુલ્લાહે આદાબ ઝીયારત કબરૂન નબી સલલ્લાહો અલૈહે વ સલલમમા લખ્યુ છે કે (હઝરતના રોઝા મુબારક પર હાજર થઇ) ખુદાપાકથી હઝરતનો વસીલો પકડી પોતાની હાજતો માટે દુઆ માગે અને મોટા સવાલો અને મુશકીલ વાતોના સવાલોમાથી હુસને ખાતેમા (બીલખેર) અને બખશીશનો સવાલ છે પછી હઝરત નબીએ પાકથી શફાઅત કરવા માટે સવાલ કરે તો (હઝરતના રોઝા શરીફ પર ) એમ અરજ કરે યા રસુલ'લાહ સલલ્લાહો અલૈહે વ સલલમ હુ આપથી શફાઅત કરવાનો સવાલ કરૂ છુ અને હુ ખુદાપાકના જનાબમા આપનો વસીલો પકડુ છુ કે હુ મુસલમાની પર આપના ઉમ્મત અને સુન્નત તરીકા પર મરૂ [1] અને (કીતાબ) એયનીમા છે કે હમારા શેખ ઝેનોદદીન રહમતુલ્લાહે ફરમાવ્યુ કે ઉમદા મહમલ આઇ (કજાવા વિશે) હદીસનો એ છે કે એમાં મસજીદોજ મોરાદ છે એટલે તમે કજાવો ન બાધો [સફર ન કરો] કોઇ પણ મસજીદ માટે સીવાએ આઇ ત્રણ મસજીદના અને મસજીદ વગર બીજી ચીજો ઇલમ પઢવા માટે વેપાર (કરવા) નેક લોકો ની ઝીયારત કરવા અને ભાઇઓની ઝીયારત મોશાહદા કરવા વીગેરે માટે સફર કરવુ (જાએઝ છે) મનાઇના હુકમમા નથી અને હઝરતના રોઝા મુબારકની ઝીયારત કરવા દુરથી સફર કરી જવા માટે જાએઝ (વાજીબ નજ

---

૧ હઝરત અનસ રદેયલ્લાહ અનહોને જોયા કે હઝરતના રોઝા શરીફ પર હાજર થઈ બેઉ હાથોને ઊઠાવ્યા એટલા સુધી કે જોનાર સમજવા લાગ્યા કે નમાઝ શરૂ કરી દીધી અને હઝરત ઈમામ માલેક રહમતુલ્લાહે ફરમાવ્યુ છે કે જ્યારે હઝરતના રોઝા શરીફ પર સલામ પઢે અને દુઆ કરે તો હઝરતની તુરબત શરીફ તરફ મોહ કરી ઊભો થાએ કીબલા તરફ નહી કરે [શેફા શરીફ]

કીદે) થવા વીશે ઓલમાએ કેરામના બયાનો બહુ છે હમો બાટલા પરજ બસ કીએ છીએ.

---

## બાબ તેરમો.

---

અરબ અને અજમમાં (વફાત પામેલાઓના સવાબ પોંચાડવા માટે) લોકો એકઠા થઈ કુરઆન શરીફ (નો ખતમ) પઢે છે અને ખુદાપાકનો ઝીકર જુદા જુદા તરીકાથી કરે છે અને ખાવા પીવાની ચીજોની ખેરાત કરે છે અને પોતાના મુરદા ઓને તે ચીજોના સવાબનો હદયો મોકલાવે છે (તે કામો નેક અને જાએઝ થવાના બયાનમાં)

(કીતાબ) શરહીસ સુદુરમા છે કે બેશક મુસલમાન હમેશાથી પોતાના મુરદાઓને સવાબ પોચાડવા માટે એકઠા થઇ કુરઆન શરીફ (નો ખતમ) પઢે છે અને કોઇએ એનો ઇનકાર નથી કીધો તેથી (એકઠા થઇ કુરઆન શરીફ પઢવા પર) ઇજમાઅ થઇ ગયો અને એજ (કીતાબ) મા છે કે હઝરત સઅદ બીન ઓબાદા રદેયલ્લાહે કહ્યુ યા રસુલલ્લાહ તહકીક મારી વાલેદા (મા) મરી ગઇ છે તો તેમને સવાબ પોચાડવા કયો સદકો અફઝલ છે તો હઝરતે ફરમાવ્યુ પાણી ફરી હઝરત સઅદે કુવો ખોદયો અને કહ્યુ આઇ કુવો ઉમ્મે સઅદનો છે[૧] અને બુખારી શરીફ

૧ કીતાબ ફતાવા અબુલ લેસમા છે કે અગર કોઈ આદમી ખુદા પાક સીવાએ બીજાની નઝર માને અગર તેનો અકીદો ખુદાપાક સાથે તકરરૂબ હાસલ કરવાનો હતો અને તેનો સવાબ અવલેયા અલ્લાહને પોચાવ્વાનો હતો અને જાણે છે કે કોઇ ઝરરો પણ ખુદાપાકના હુકમ વગર હરકત નથી કરતો અને પોતાના મતલબ પુરી થવા માટે ખુદાપાકના નજદીક વલીને વસીલો સમજે છે તો તે નઝર

મુસલીમ શરીફમાં છે કે રસુલુલ્લાહ સલલ્લાહો અલેહે વ સલલમે ફરમાવ્યુ જ્યારે ઇનસાન મરી જાએ છે તો તેના અમલો બંધ થઇ જાએ છે મગર ત્રણ ચીજો (નો સવાબ મરવા પછી પણ જારી રહે છે) સદકએ જારયા (મસજીદ કે મદરસા કુવા બાંધી ગયો) અથવા ઇલમ જેની સાથે નફો ઉઠાવવામા આવે અથવા અવલાદ નેક કે તે તેના માટે દુઆ કરે

(કીતાબ) હીસન હસીનમા દુઆના આદાબમા (લખે) છે કે દુઆ પહેલા નેક અમલ કરવો જોઇએ અને એજ કીતાબમા દુઆ મકબુલ થવાના બાબમા છે કે કુરઆન શરીફની તીલાવત વખત ખાસ કરી (કુરઆન શરીફના) ખતમ પછી દુઆ કબુલ થવ નો વખત અને એજ સબબથી પહેલા ખેરાત કરવુ અને રોજો રાખવો (દુઆએ ઇસતેસકા (વરસાદ માટે દુઆ)ના આદાબમાથી છે કેમકે ઇસતેસકાએ હકીકતમા દુઆ અને ઇસતેગફાર છે તો મૈયત માટે ખેરાત વખત અને ખાણુ ખવાડવા અને કુરઆન શરીફ પઢના અને ઝીકર કરવા ખાસ કરી નેક લોકોની હાજરી વખત દુઆ કરવી (એવી દુઆના) કબુલ થવામા બહુ ઉમ્મેદ છે જેવુ કે તફસીર રૂહુલ બયાનમા છે કે ખુદાપાક ફરમાવે છે અય ઇમાનવાલા લોકો ખુદાપાકને યાદ કરો યાદ કરવુ વધુ (એટલે) તમામ વખતોમા સરવે જગ્યાઓમા અને હર હાલમા[૧] (યાદ કરો) પછી

---

—માનવુ જાએઝ છે હઝરત મવલાના શાહ વલીઉલ્લાહ મોહદદીસ દેહલવી રહમતુલ્લાહ કીતાબ અનફાસુલ આરેફીનમા ફરમાવે છે કે ફરહાદ બેગને એક મુશકીલ પેશ આવી તેમણે નઝર માની કે અય ખુદાપાક અગર આ મુશકીલ હલ થઈ તો આટલા રૂપીઆ હઝરત શાહ અબદુલ ગની સાહેબની ખીદમતમા મોકલીશ તે મુસકીલ હલ થઇ ગઇ અને રૂપીઆ મોકલવાની વાત દીલથી નીકલી ગઇ થોડા દીવસ પછી ઘોડો બીમાર થયો તો મે ખાદીમ સાથે કેહવડાવી દીધુ કે અગર તમો ઘોડાને ચાહતા હોવ તો ફલાણા વખત તમોએ જે નઝર માની હતી તે મોકલી દો તેમણે નઝર મોકલી દીધી અને ઘોડો તેજ વખત સારો થઈ ગયો

૧ ખુદાપાકથી સરવે નમાઝો પછી દુઆ કરવુ મસનુન છે. ફરઝ નમાઝ પછી દુઆ કરવા વીશે મુસલીમ શરીફની હદીસમા છે કે હઝરત ફરઝ નમાઝ પછી (દુઆ) અલ્લાહુમ્મા અનતસ સલામ (છેલ્લા સુધી)ની માફક બેસતા હતા તેથી હનફી મઝહબમા જે ફરઝ નમાઝો પછી સુન્નતો છે તેમા દુઆ અલ્લાહુમ્મા અનતસ સલામ (છેલ્લા સુધી)ની મીકદારથી વધારે બેસવુ મકરૂહ લખ્યુ છે અને નમાઝ પછી જે બાકી દુઆઓ હદીસ શરીફમા પઢવાનુ બયાન છે તે માટે ફતાવા શામી વગેરેમા છે કે બાકી દુઆઓ સુન્નતો પછી પઢવાની છે

એજ તફસીરમા છે કે તહકીક ખુદાપાકનુ ઝીકર (યાદી) નમાઝ અને તેલાવત અને દરસ (પઢાવવાનુ) અને તેના જેવા બીજા કામો (જેવુ કે મહફીલે મીલાદ શરીફ વીગેરે) પર શામીલ છે પણ અફઝલ ઝીકર (કલમએ) લાએલાહા ઇલલ્લાહો મોહમ્મદુર રસુલુલ્લાહ છે તેથી કલમા શરીફને પઢવુ—જમાઅત સાથે જાહેરી બાતેની આદાબની હીફાઝત રાખી (ખીયાલ રાખી) કલમા શરીફ વગર બીજી ચીજોને પઢવા જેવુ નથી (એટલે કલેમા શરીફનો ઝીકર સરવેમા અફઝલ છે

અને (કીતાબ) તુઝહતમા છે કે હઝરત અબુદરદાઅ રદેયલ્લાહની રીવાયતમા છે કે હઝરત નબીએ અકરમ સલલ્લાહો અલૈહે વ સલલમે ફરમાવ્યુ કે અલબત્તા ખુદાપાક કયામતના (કેટલાક) લોકોને ઉઠાવશે તેમના મોઢા પર નુર હશે મરવારીદ (મોતી) ના મીમબરો પર અને તે નુર તેમને ઢાપી લેસે તે લોકો પેગમ્બરો કે શહીદો નહી હશે પછી એક એઅરાબી (ગામને

---

અને સુન્નતો વીગેરે પઢી રહયા પછી ઇમામ અને મુકતદીઓના દુઆ કરવા વીસે (કીતાબ) મોરાકીલ ફલાહમા લખ્યુ છે કે ઈમામના માટે સુન્નતો પઢયા પછી અને તે ફરઝો પઢવા પછી જેના પછી સુન્નતો નથી (જેવુ કે ફજર અને અસર) મુસતહબ છે કે મુકતદીઓના તરફ મોઢુ કરી મુકતદી અને ઈમામ ત્રણ વખત ઇસતેગફાર પઢે અને આયતલ કુરસી અને કુલ અઉઝો બે રબ્બીલ ફલક અને કુલ અઉઝો બે રબ્બીન નાસની સુરતો સરવે પઢે અને સુબહાન લાહ તેત્રીસ વખત પઢે અને વલહમદો લીલ્લાહ તેત્રીસ વખત પઢે અને અલ્લાહો અકબર ચોતરીસ વખત પઢે પછી લાએલાહા ઈલલ્લાહો વહદહુ લા શરીકા લહુ (છેલ્લા સુધી) પઢે પછી ઇમામ અને મુકતદી પોતાના માટે તથા મુસલમાનો માટે છાતીના બરાબર હાથ ઉઠાવી આજેઝી સાથે દુઆ કરે અને દુઆના છેલ્લા જે અલ ફાતેહા પઢવા ઇમામ કહે છે તેના વીસે (કીતાબ) બરીકા શરેહ તરીકા મોહમ્મદયાહમા છે કે તમામ દુઆ માગ્યા પછી ઈમામ જમાઅત (મુકતદીઓ)ને કહે છે ઇકરઉલ ફાતેહા અને તમામ જમાઅત પઢે છે જોઇએ નમાઝ પછી હોય કે જોઇએ કોઇ પણ દુઆ પછી હોય (એ સુરે ફાતેહા પઢવુ) મુસતહબ છે અને મકકા શરીફ મદીના શરીફ બયતુલ મોકદદસ શરીફ બગદાદ શરીફ શામમીસર બુખારા વીગેરેમા સરવે ઓલમા અને મશાએખનો અમલ સાની દુઆના જમાઅત સાથે પઢવા પરજ છે અને કોઇ આયત કે હદીસ કે ફીકહની કીતાબોમા એવુ નથી કે ફરઝો પછી જમાઅત સાથે દુઆ નાજાએઝ છે અને સુનતો પછી હરામ છે કે મકરૂહ છે કે બીદઅત છે

આદમી ) ગુઠણોના બલ પર કુદયો અને અરજ કીધી કે યા નબીયલ્લાહ તે લોકોનો હાલ બયાન કરો કે તે કોણ લોક છે હઝરતે ફરમાવ્યું તેઓ તે લોકો છે જેઓ ખુદાના માટે આપસમા મોહબ્બત રાખતા હતા જુદા જુદા કબીલાઓ અને જુદા જુદા શહેરોમાથી ખુદાપાકનુ ઝીકર કરવા એકઠા થતા હતા અને ખુદાપાકની યાદી કરે છે અને એજ કીતાબમાં છે કે હઝરતઅલી રદેયલ્લાહ અનહોએ ફરમાવ્યુ કે ખુદાપાક ઝાકેરીનના ઝીકર કરવા વખત અને કુરઆન શરીફની તીલાવત વખત નુરની તજલ્લી કરે છે અને હઝરત અતાઅ રહમતુલ્લાહ ફરમાવ્યુ છે કે ખુદાપાકનુ ઝીકર થાએ એવી મજલીસમા જે આદમી બેસે ખુદાપાક તેના દસ બુરી મજલીસોના ગુનાહો માફ કરે છે અને હદીસ શરીફમા આવ્યુ છે કે હઝરતે ફરમાવ્યુ ઝીકરની મજલીસમા બંદો પહાડ જેટલા ગુનાહો લઇને આવે છે અને જ્યારે તે મજલીસમાથી ઉઠે છે તો એવો હોય છે કે તેના પર કોઇ ગુનાહ નથી એજ સબબથી ઝીકરની મજલીસનુ નામ હઝરત નબીએ અકરમ સલલ્લાહો અલૈહે વ સલલમે જન્નતના બગીચામાંનો એક બગીચો નામ રાખ્યુ છે [૧] અને (કીતાબ) શરેહ અકાએદ નસફી અને શરેહ ફીકહ અકબરમા છે કે મૈયત માટે જીવતા લોકોનુ (બખશીશ માટે) દુઆ કરવી અને તેમના (સવાબ પોચાડવા ) માટે ખેરાત કરવાથી મૈય્યતને નફો પોચે છે (અને) મોઅતઝલા (ગુમરાહ ફરેલા લોકો) ઇનકાર કરે છે (કે મુરદાઓને સવાબ નથી પોચતુ ) અને (કીતાબ) કસીદા એમાલીમા છે કે વલીદ દઅવાતે તાસીરૂન બલીગુનxવકદ યનફીહે અસહા બુદ દલાલી— અર્થ—દુઆમા તાસીર બહુ છે અને ગુમરાહ લોકો તેનો ઇનકાર કરે છે [૨]

---

૧ હદીસમાં છે કે દુઆ એબાદતોનો મગજ છે અને દુઆ કરવા વીસે બીજા બહુ ફઝાએલો હદીસોમા આવ્યા છે અને તીરમેઝી શરીફમા હદીસ છે કે જે ખુદાપાકથી દુઆ નહી કરે તેનાપર ખુદાપાક ગઝબ કરશે અને મવલાના શેખ અબ્દુલ હક સાહેબ દેહલવી આઇ હદીસની શરેહ બયાન કરે છે કે જે આદમી ઈનકાર અને નકીર તરીકે દુઆ નહી કરે તેના પર ખુદાપાક ગઝબ કરશે.

૨ મીશકાત શરીફમા છે કે બે કબરો પર અઝાબ થતો હતો તેથી હઝરત નબીએ પાકે લીલી ખજુરની ડાળીને ચીરી બે કબરો પર અરધી અરધી

## (ઊરસનો દિવસ મુકર્રર કરવા વીશે)

ઊરસોના દીવસ મુકરરર કરવા વીશે (કીતાબ) મજમુઊિર રેવાયાત અને સેરાજુલ હેદાયત મવલાના જલાલોદદીન બુખારી અને હાશયા મઝહરીમાં છે કે અને જે ઘડીમા રૂહ નીકલી હોય તેની એહતેયાત કરે કેમકે દરેક વરસે ઊરસોના દીવસે વફાત પામેલાઓની રૂહો તે જગ્યા અને તે ઘડીમા આવે છે અને લાએક (એ વાત) છે કે તે ઘડીમા ખાવુ ખવાડે અને પીવાડે કેમકે એ વાતોથી તેઓની અરવાહો ખુશ થાએ છે અને એમા (જે ઘડીમા વફાત થઈ હોય તેમા ખેરાત વીગેરે કરી સવાબ પોચાડવામા) બહુજ તાસીર છે [૧]

---

રા ॥ કુલો સહાબા કરામે મુકવાનુ સબબ દરયાફત કીધુ તો હઝરતે ફરમાવ્યુ જયા સુધી આઈ ડાલીઓ સુકશે નહી ત્યા સુધી આઈ મુરદાઓ પર અઝાબમા કમી થવામા ઉમ્મેદ કરવામા આવે છે અને બુખારી શરીફમા છે કે હઝરત બોરેદા સહાબીએ પોતાની કબર પર ખજુરની બે (લીલી) ડાળી મુકવા વસીયત કીધી હતી અને હઝરત મવલાના શેખ અબદુલ હક મોહદદીસ દેહલવી રહમતુલ્લાહ ફરમાવે છે કે આઈ હદીસથી કબરો પર લીલી ચીજ અને ફુલ અને રેહાન વાગેરે મુકવાની દલીલ છે અને ફતાવા આલમગીરી અને ફતાવા મવલાના અબદુલ હઈ અને મજમઉલ બરકાત અને કનઝુલ એબાદ વીગેરેમા છે કે કબરો પર ગુલાબ વીગેરેના ફુલો મુકવા મુસતહબ છે જયા સુધી તે ફુલો લીલા રહે છે ખુદાપાકની તસબીહ પઢે છે અને તેથી મૈયતને ઊનસત થાએ છે

૧ હઝરત મવલાના શાહ વલીઉલ્લાહ મોહદદીસ દેહલવી રહમતુલ્લાહ કીતાબ જુબદતુન નસાએહમા લખ્યુ છે કે સાલેહીન બુઝરગોની કબરોની ઝીયારત કરવી અને તેમને સવાબ પોચાડવા માટે કુરઆન શરીફની તેલાવત કરવી અને દુઆ ખેર કરવી અને ખાણુ અને શીરની વેચવુ સરવે ઓલમાના ઇજમાઅથી મુસતહસન (નેક કામ) અને સારૂ છે હઝરત હાજી ઈમદાદુલ્લાહ સોહબ ઊરસ વાસ્તે ફરમાવે છે કે ઈસાલે સવાબ સારૂ કામ છે, અને ખાસ કરી જે બુઝરગોથી ફેઝ હાસલ થયો હોય તેમનો વધારે હક છે ઊરસનો તરીકો ઇજાદ કરવાથી મકસુદ એ હતુ કે સરવે સીલસેલાના લોકો એક તારીખમા એકઠા થઈ જાએ આપસમા મુલાકાત પણ થઈ જાએ અને બુઝરગની રૂહને કુરઆન શરીફ અને ખાવાનો સવાબ પણ પોચાડવામા આવે અને દીવસ મુકરરર કરવામા [ખાસ] છુપા ભેદો છે તેમનુ જાહેર કરવુ જરૂરી નથી તેથી હક વાત એ છે કે કબરોની ઝીયારત એકલા અને સરવે લોકો મલીને બેઉ રીતે જાએઝ છે અને કુરઆન શરીફ અને ખાવાનુ સવાબ પોચાડવુ પણ જાએઝ અને મસલેહતથી ઊરસનો દીવસ મોકરરર કરવો પણ જાએઝ છે અને સરવે ટામો મલીને કરે તો પણ જાએઝ છે અને મારો તરીકો એ છે કે દરેક સાલ મારા મુરશદની રૂહને સવાબ પોચાડવા પેહલા કુરઆન ખાની થાએ છે અને કદી કદી વખત જ્યારે હોય તે મોલુદ શરીફ પઢાવુ છુ અને ખાણુ ખવાડુ છુ [હાજી સાહેબની કીતાબ ફેસલાહફત મસઅલાનો ખુલાસો]

હઝરત અનસ ઇબને માલેક રદેયલ્લાહની રેવાયતમાં છે કે હઝરતે ફરમાવ્યું કે મૈયત પર પેહલી રાત ભારી હોય છે તેથી તેના માટે ખેરાત કરો અને લાએક (એ વાત) છે કે મૈયતને સવાબ પોચાડવા માટે સાત દીવસ સુધી હમેશાં ખેરાત કરે અને કેટલાકે કહયુ છે કે ચાલીસ દીવસ કેમકે મૈયત પોતાના ઘર તરફ શૌક રાખે છે.

## (દુરૂદ શરીફ પઢવાનું)

અને લાએક છે કે (દુઆ પેહલા તથા પાછળ) હઝરત મોહમ્મદ સલલ્લાહો વ સલલમ પર દુરૂદ શરીફ પઢે કેમકે હઝરત અલી રદેયલ્લાહો અનહોએ ફરમાવ્યુ કે દરેક દુઆ જ્યા સુધી હઝરત મોહમ્મદ સલલ્લાહો અલૈહે વ સલલમ પર દુરૂદ શરીફ પઢવામા નહી આવે ત્યા સુધી મહજુબ રહે છે અને હઝરત ઉમર રદેયલ્લાહો અનહો ફરમાવે છે જ્યા સુધી હઝરત મોહમ્મદ સલલ્લાહો અલૈહે વ સલલમ પર દુરૂદ શરીફ નહી પઢે અને દોઆ કરનાર અને સાભલનાર આમીન નહી કહે ત્યા સુધી દુઆ આસમાન અને જમીન વચ્ચે મોકુફ રહે છે તે દુઆ આસમાન પર ચઢતી નથી

## દુઆ કરવાની શરતોમાંથી બેઉ હાથોનું ઉઠાવવું છે.

હઝરત સાએબ નાવાલેદની રેવાયતમા છે કે નબીએ અકરમ સલલ્લાહો અલૈહે વ સલલમ જ્યારે દુઆ ફરમાવતા હતા તો હાથ ઊઠાવતાં હતા અને ચેહરા પર હાથ ફેરવતા હતા બૈહકી એ દઅવાતુલ કબીરમાં (આઇ હદીસની) રેવાયત કીધી છે.

અને ફતાવા આલમગીરીમા છે કે મુસતહબ છે કે (કુરઆન શરીફના) ખતમ વખત પોતાની અહલો એયાલ (બાલબચ્ચાઓ)ને જમા કરે અને તેમના માટે દુઆ કરે એવીજ રીતે (કીતાબ) યનાબીઅ અને (ફતાવા) તાતાર ખીનયામા છે કે કોમ જમા થઇ (સુરે) ફાતેહા જેહર (આવાઝ)થી દોઆમા પઢે છે અને (કીતાબ) અયની (શરેહ હેદાયામા) હજ બીજા તરફથી કરવાના બાબમા છે કે જે ચીજથી તે ઉપર દલીલ થાએ છે એ છે કે દરેક જમાનામા મુસલમાનો જમા થઇ કુરઆન શરીફ પઢે છે અને તેનો સવાબ પોતાના વફાત પામેલાઓને હદયો મોકલે છે અને એજ મસઅલા પર સરવે મઝહબ માલેકી શાફેઇ વીગેરે (હનફી હમ્બલી)ના અહલે સલાહ અને દેયાનતદાર (આલેમો) ચાલે છે અને કોઇ એનો (ખતમ પઢી સવાબ

પોંચાડવા વીગેરેના માટે અહલે સુન્નત વ જમાઅતના આલેમોથી) ઈનકાર, નથી કરતો તેથી અહલે સુન્નત વ જમાઅતનો આઈ મસઅલા પર ઈજમાઅ થયો છે અને ફાતેહાના જાએઝ થવા વીસે હદીસો અને રેવાયતો અને (અહલે સુન્નત વ જમાઅતના) ઓલમાએ આમેલીનનાં ફરમાનો જેમકે મવલાના (શાહ) અબ્દુલઅઝીઝ રહમતુલ્લાહ અને મવલાના (શાહ) રફીઓદ્દીન સાહેબ અને મવલાના હાજી કાસીમ અને મવલાના બુરહાનોદ્દીન અને મવલાના મોઈનુદ્દીન અને મવલાના અબ્દુલ હકીમ મેયાલકોટી અને મવલાના અબ્દુલ્લા ગુજરાતી અને મક્કા શરીફ તથા મદીના શરીફના આલેમોના અને સીધ અને હીદ વીગેરેના ઈસતેફતાઓ બહુ છે પણ હુ મુખતસર કરવાના માટે છોડી દઊં છુ અગર વધારે એ વીસે (ફાતેહાના જાએઝ થવા માટે) માહેતી જોઈએ તો (કીતાબ) રેયાઝુલ મકાસેદ અને તીલકા અશરતુન કામેલાહ જુઓ કેમકે તેમા મે તફસીલથી લખ્યુ છે [૧]

---

## બાબ ચઉદમો.

---

### દીનના ચારે ઇમામોની તકલીદ કરવા માટે કેજેમના ઉપર તમામ દુનયાના મુસલમાનોનો (દીનની વાતો સમજવામાં) દારો મદાર છે અને હઝરત અબુહનીફા રહમતુલ્લાહ અલૈહના થોડા ફઝાએલના બયાનમાં

(કીતાબ) જામેઉલ ઊસુલમા છે કે ઈસલામમાં મશહુર મઝહબો

---

૧ ફાતેહા મોરવજેજાહ વીસે હઝરત હાજી ઈમદાદુલ્લાહ સાહેબ ફરમાવે છે કે મૈયતની રૂહને સવાબ પોચાડવામા કોઈને કલામ નથી કોઈ વાજીબ કે ફરઝનો અકીદો રાખે તો મના છે અને કોઈ મસલેહતથી દીવસ વીગેરે મુકરર કરે તો કાઇ હરજો નથી અને આમ લોકોના (અકીદા વીગેરે)ની ખરાબીઓ હોય તેને સુધારવી જોઇએ અને આઈ નેક કામથી મના નહી કરવુ જોઈએ અને તારીખ વીગેરે મુકરર કરી ઈસાલે સવાબ કરવાનુ કાઇ કામ સાથે ખાસ નથી. અને ઈગ્યારમી હઝરત ગોસેપાક કદ્દસ સીરરહુની અને તોશા હઝરત શેખ, અબ્દુલહક રદોલવી રહમતુલ્લાહ અને સેહમની હઝરત શાહ બુ અલી કલંદર રહમતુલ્લાહ અને શબે બરાતનો હલવો અને બીજા સવાબ પોચાડવાના તરીકા પણ એજ કાએદા મુજબ છે [ફેસલા હફ્ત મસઅલામાથી ખુલાસો]

જેમના પર (દીનની વાતો સમજવામા) દુનયાના મુસલમાનોનો દારો મદાર છે તે મઝહબ હઝરત ઇમામ શાફેઇ અને હઝરત અબુ હનીફા અને હઝરત ઇમામ માલેક અને હઝરત ઇમામ અહમદ (હમ્બલ) રહમતુલ્લાહે અલેહીમ અજમઇનના છે અને ઇમામ શાફેઇ રહમતુલ્લાહે ફરમાવ્યુ છે જે ફીકહ (ઇલમ શીખવા)નો એરાદો કરે તે હઝરત અબુહનીફા રહમતુલ્લાહના સાથીઓ (ની શાગીરદી)ને લાઝીમ પકડે તો તેને ફીકહનો મતલબો આસાન થશે અને ખુદાપાકની કસમ હુ ફીકીહ નથી થયો મગર હઝરત મોહમદ બીન હસન (હઝરત અબુહનીફા રહમતુલ્લાહના શાગીરદ)ની કીતાબો (પઢવા)થી અને હઝરત ઇમામ અબુહનીફા રહમતુલ્લાહે ચાલીસ વરસ સુધી એશાની નમાઝના વઝુથી સવારની નમાઝ પઢી છે અને પનચાવન હજ કરી છે અને ખુદાપાકનો ખાબમા સો વખત દીદાર થયો છે અને એના કીસ્સા મશહુર છે

હઝરત જુરજાની રહમતુલ્લાહે ઇમામ સાહેબના મનાકેબમા પોતાની સનદ હઝરત સહલ બીન અબદુલ્લાહ તસતરી રહમતુલ્લાહથી રેવાયત કીધી છે કે તેમણે ફરમાવ્યુ અગર હઝરત મુસા અને ઇસા અલ્લૈહીસ સસલામની ઉમ્મતમા હઝરત અબુ હનીફા જેવો હોત તો (લોકો) યહુદી અને નસરાની નહી થતે અને આપના મનાકેબ બે શુમાર છે અને આપના મનાકેબ (તારીફો) મા (મોહદદેસ) ઇબને જોઝી રહમતુલ્લાહના બેટાએ કીતાબ લખી છે જેની બે મોટી જીલદો છે અને તે બેઉ જીલદોનુ નામ અલ ઇનતેસાર લીલ ઇમામે અઇમમતીલ અમસાર છે અને એનાથી પણ વધુ (આપના મનાકેબમા) બીજા (ઇમામોએ કીતાબો) લખી છે હાસલ (ખુલાસો) એ કે હઝરત (મોહમદ) મુસતફા સલલ્લાહો અલૈહે વ સલલમના મોટા મોઅજેઝામાથી કુરઆન શરીફ - પછી હઝરત અબુહનીફા રહમતુલ્લાહ અલૈહે છે અને આપના મનાકેબ (તારીફ) માં આપનો મઝહબ (હનફી) મશહુર છે તે બસ છે જે વાત (દીનની) હઝરત અબુ હનીફા રહમતુલ્લાહે ફરમાવી તેને મોટા આલેમો ઇમામોએ પસદ કીધી અને તહકીક ખુદાપાકે હુકમને આપના જમાનાથી આજ સુધી આપના યારો અને તાબેદારોના માટે (તાબે) કીધો એટલા સુધી કે હઝરત ઇસા અલૈહીસ સલામ આપના મઝહબ પર (પરમાણે) હુકમ કરશે અને તેઓ સીદદીક જેવા છે અને હઝરત ઇમામ સાહેબના માટે (દીનની ખીદમત કરવાનો) અજર છે અને આપને તે આદમીનો પણ અજર



(સવાબ) છેકે જેમણે ફીકહની તદવીન કીધી અને કીતાબો બનાવી (કેમકે તેઓએ આપનાથીજ ફેઝ હાસલ કીધા છે) અને ઊસુલ (જડ) એઝામ પર તે (મસઅલાઓના) હુકમની તફરીઅ કીધી અને આઇ (વાત) અમર અઝીમ શવા પર દલાલત કરે છે કેમકે આઇ કામ સરવે ઓલમા ઊઝામમા આપની સાથે ખાસ કરવામાં આવ્યુ છે અને કેમ આપના સાથે ખાસ નહી થાએ (એટલે આપની સાથે એ મરતબો થવોજ જોઇએ) હાલ એ છે કે આપના મઝહબમા બહુ અવલેયાએ કેરામ તાબેદારી કરનારા થયા છે એવા (બુઝરગો) કે જેઓ મોજાહેદા અને મોશાહેદા કરનારા [બુઝર્ગો] હતા જેવું કે હઝરત ઇબરાહીમ બીન અધમ રહમતુલ્લાહ અને હઝરત મઅરૂફ કરખી રહમતુલ્લાહ અને અબી યઝીદીલ બુસતામી રહમતુલ્લાહ અને ફોઝેલ બીન એયાઝ રહમતુલ્લાહ અને દાઊદ તાઇ રહમતુલ્લાહ અને અબી હામેદ લફ્ફાફ રહમતુલ્લાહ અને ખલફ બીન અય્યુબ રહમતુલ્લાહ અને અબદુલ્લાહ બીન મુબારક રહમતુલ્લાહ અને વકીઅ બીન જરરાહ રહમતુલ્લાહ અને અબીબકર વરરાક રહમતુલ્લાહ અને એ (બુઝરગો) સીવાએ બીજા (બુઝરગોને આપના મઝહબની તાબેદારી કરનાર છે) બે શુમાર છે કે તેને ગણુતરી ઘેરો કરી શકતી નથી. અગર હઝરત અબુ હનીફા રહમતુલ્લાહના મસાએલમાં ઉપલા બુઝરગોને શક માલમ પડતે તો આપની સાથે તાબેદારી [તકલીદ] અને ઇકતેદા નહીં કરતે અને આપના મોવાફીક નહી થતે અને તહકીક વગર શકથી સાબીત છે કે હઝરત અબુહનીફા રહમતુલ્લાહનાં વાલેદની હઝરતઅલી રદેઅલ્લાહ અનહોથી મુલાકાત થઇ તો હઝરતઅલી કરરમલ્લાહે આપના તથા આપની અવલાદ (હઝરત ઇમામ સાહેબ) માટે બરકત માટે દુઆ ફરમાવી અને એ વાત સહી થઇ છે કે બેશક હઝરત અબુહનીફા રહમતુલ્લાહે સાત સહાબા રીઝ્વાનુલ્લાહ અલૈહીમથી હદીસ શરીફ સાંભલી છે જેવું કે (કીતાબ) મુનયતુલ મુસલ્લીના આખરમા લખ્યું છે અને હઝરત અબુહનીફા રહમતુલ્લાહે પોતાની જીંદગીમાં વીસ સહાબાથી મુલાકાત કીધી જેવુ કે શરૂ (કીતાબ) ઝીયાઅમા છે (અને શેખ જલાલોદદીન શાફેઇ રહમતુલ્લાહે [કીતાબ] તબયીદુસ સહીફા ફી મનાકેબ અબીહનીફામા લખ્યુ છે કે) રસલુલ્લાહ સલલ્લાહો અલૈહે વસલ્લમે અબુહનીફા રહમતુલ્લાહ માટે હદીસમાં ખુશખબરી આપી છે. તે હદીસ જે હઝરત અબુનઇમે [કીતાબ] હીલયામાં નકલ કીધી છે કે હઝરત અબ

હોરૈરા રદેયલ્લાહ અનહોની રેવાયતમાં છે કે રસુલુલ્લાહ સલલ્લાહો અલૈહે વ સલલ્લમે ફરમાવ્યુ અગર ઇમાન સુરય્યા (તારા) પાસે હોય તો તેને અવલાદ ફારેસથી કેટલાક શખશો લઇ આવશે (આઇ હદીસ મુસલીમ શરીફમાં પણ છે [અને તહતાવીમાં] હઝરત ઇમરાન બીન હસીનની રેવાયતમા છે કે રસુલુલ્લાહ સલલ્લાહો અલૈહે વ સલલમે ફરમાવ્યુ મારી ઉમ્મતમાં બેહતર મારા ઝમાનાના છે. પછી જે તેમના નજદીક છે. [પછી જે તેમના નજદીક છે] મુતતફક અલૈહ ઇમામ સાહેબનો જમાનો હઝરતના જમાના પછી તાબેઇનનો છે તે પાછળના જમાનાથી અફઝલ થયો કેમકે ઇમામ સાહેબે એક જમાઅત સહાબાથી મુલાકાત કીધી છે ) અને (કીતાબ) મીઝાન શઅરાનીમા છે કે) મારા સરદાર હઝરત અલીયુલ ખવાસ રેહમતુલ્લાહથી જયારે આઇ ઝમાનામા (કોઇ) આદમીની ખાસ એક મઝહબની તકલીદ કરવા સવાલ કીધો કે શું વાજીબ છે અથવા નહી (તો) ફરમાવ્યું કે તારા પર મોઅય્યન તકલીદનુ કરવુ વાજીબ છે ગુમરાહીમા પડી જવાના ખોફના લીધે અને એનાજ ઉપર આજ રોજ સુધી લોકોનો અમલ છે.

ફૈસલ—તે મીસાલોના બયાનમા છે કે જેથી માલમ પડે કે શરીઅત કુબરાના ચશમાથી સરવે મુજતહેદો અને મોકલેદોના અકવાલ મુત્તસીલ છે.

હઝરત અબુહનીફા રહમતુલ્લાહે હઝરત અતાઅથી હાસલ કીધુ અને તેમણે હઝરત ઇબને અબ્બાસ રદેયલ્લાહ અનહોમાથી તેમણે રસુલુલ્લાહ સલલ્લાહો અલૈહે વ સલલમથી આપે જીબરઇલ અલૈહીસ સલામથી તેમણે ખુદાપાકથી (અને) ઇમામ માલેક રહમતુલ્લાહે હઝરત નાફેઅ રહમતુલ્લાહથી હાંસીલ કીધું તેમણે હઝરત નાફેઅથી તેમણે હઝરત ઇબને ઉમર રદેયલલ્લાહો અનહોમાથી તેમણે રસુલુલ્લાહ સલલ્લાહો અલૈહે વ સલલમથી આપે જીબરઇલથી અને તેમણે ખુદાપાકથી (અને) ઇમામ શાફેઇ રહમતુલ્લાહે ઇમામ માલેક રહમતુલ્લાહથી હાસલ કીધુ તેમણે હઝરત નાફેઅથી તેમણે હઝરત ઇબને ઉમર રદેયલ્લાહ અનહોમાથી તેમણે હઝરત રસુલુલ્લાહ સલલ્લાહો અલૈહે વ સલલમથી આપે હઝરત જીબરઇલ અલૈહીસ સલામથી તેમણે ખુદાએ પાકથી [અને] ઇમામ અહમદે ઇમામ શાફેઇ રહમતુલ્લાહથી તેમણે હઝરત નાફેઅથી તેમણે હઝરત ઇબને ઉમર રદેયલ્લાહ અનહોમાથી તેમણે હઝરત રસુ

ખુદાવંદ સલલ્લાહો અલૈહે વ સલ્લમથી આપે હઝરત ઉમરઉલથી તેમણે ખુદાએ પાકથી

અને આઇ નીચેની મીસાલ અયીમ્મા મુજતહેદીન રહમતુલ્લાહે અલૈહીમની છે જન્નતમા નહર હયાત પર જે દરયાએ શરીઅતને દુનયામા મઝહર છે અને એમા હમોએ રસુલુલ્લાહ સલલ્લાહો અલૈહે વસલ્લમનો ચાર ઇમામોના કુબ્બાઓ સાથે ઝીકર કીધો કેમકે તેઓને આઇ મુકામ નથી મલ્યો પણ શરીઅતની તાબેદારી કરવાથી તેથી ઇમામોના માટે જન્નતમા કમાલે નેઅમત આપની ઝાત મુબારકની હાજરી થઇ તેથી સોચ હેદાયત મલશે તને ઇનશા અલ્લાહ

| કુબ્બાહ | કુબ્બાહ | કુબ્બાહ | કુબ્બાહ | કુબ્બતુન નબી |
|---|---|---|---|---|
| અહમદ રહમતુલ્લાહ | શાફેઇ રહમતુલ્લાહ | માલેક રહમતુલ્લા | અબુહનીફા રહમતુલ્લા | સલલ્લોહો અલૈહે વ સલ્લમ |
| | | | | નહરહયાત |

ચાર ઇમામોના મુજતહેદોના કુબાઓ પર મે બસ કીધો કેમકે તેઓ તે છે જેમનો મઝહબ હમારા ઝમાના સુધી રહયો એ ઇમામો રસુલુલ્લાહ સલ્લાહો અલૈહે વ સલ્લમના નાએબ છે રસુલુલ્લાહ સલલ્લાહો અલૈહે વ સલ્લમની ઉમ્મતને હેદાયત કરવા માટે ગોયાકે હઝરતની કયામત સુધી વફાત થઇજ નથી તેથી ઇમામોના કુબ્બાઓને હઝરતના કુબ્બા મુબારક તરફ રાખ્યા તે ઇમામો આપથી ન તો દુન્યામા જુદા થશે અને ન તો આખેરતમા અને આઇ કુબ્બા મારી અકકલથી નથી લખ્યા પણ એ બાબના જન્નતમા જોયા હતા [એનીજ રીતે કીતાબ મીઝાનુલ કુબરામા પણ છે]

અને તેજ કીતાબ [મીઝાન કુબરા]મા છે કે બેશક ફોકહા અને સુફીઓ સરવે પોતાના તાબેદારીની શફાઅત કરે છે અને તાબેદારોની રૂહો નીકલતા વખત અને [કબરમા] મુનકર નકીરના સવાલ વખત અને કયામતમાં ઉઠવા વખત તથા હીસાબ વખત અને મીઝાન અને પુલસેરાત વખત તેઓ જુએ છે અને કોઇ જગ્યાએ પણ તેમનાથી ગાફેલ નથી

રેહતા અને જ્યારે શૈખુલ ઇસલામ શેખ નાસેરૂદ્દીન લક્ષની રેહમતુલ્લાહનું ઇનતેકાલ થયું તો તેમને કેટલાક નેક લોકોએ ખાબમા જોયા અને તેમને કહ્યું કે ખુદાપાકે તમારી સાથે શુ મામલો કીધો તો ફરમાવ્યું કે જ્યારે કબરમાં મને સવાલ કરવા માટે બે ફરીશ્તાઓએ બેસાડયો તો હઝરત ઈમામ માલેક રેહમતુલ્લાહ તેમની પાસે આવ્યા અને ફરમાવ્યુ શુ આવા લોકોથી ખુદા પર અને ખુદાના રસુલ પર ઇમાન લાવવા વીશેના સવાલ કરવાની તેઓને હાજત છે તમો બેઉ ફરીશતા એનાથી દુર થઇ જાઓ અને તે મારી પાસેથી હટી ગયા. અને જ્યારે મશાએખ સુફીયો પોતાના તાબેદારોને મુરીદોને દુન્યા અને આખેરતમા સરવે હાલો અને તકલીફોમા નીગાહ રાખે છે તો જે મઝહબોના ઇમામો છે તેમના મરતબાઓનો શું હાલ કે જેઓ જમીનોની મેખો અને દીનના અરકાન અને હઝરતની ઉમ્મતના માટે શારીઅતના અમાનતદર છે ખુદાપાક સરવેથી રાજી થાએ અને તફસીરે અહમદીમા છે કે ચારજ મઝહબ થવા અને તેમની તાબેદારી કરવાનુ એ ફઝલે ખુદાવદી છે અને ખુદાપાકના તરફથી મકબુલયત છે એમાં દલીલો અને તોજીહાત ને મજાલ તાકત નથી.

તહકીક મે કીતાબો શોધી અને મારી તાકત મુજબ કોશીશ ખરચ કીધી અને મેં કીતાબોથી નકલ કીધી અને નકલ કરનાર પર મનકુલ અનહો (જે કીતાબથી નકલ કીધુ હોય તે) સુધી પોચાડવા વગર કાઇ નથી અય ખુદાપાક રેવાયતોના નકલ કરનારને રેયા-અથી પાક કરજે અને તેને પોતાના ફઝલથી કબુલ કરજે અગરચે કેહનાર ગુનેહગાર છે અને મે આઇ કીતાબનુ નામ **હદયતલ હરમૈન** રાખ્યુ છે અને એનો સવાબ ઊમતાદોના તરફ પોચાડજે અને એ [કીતાબ]ને ગુનેહ-ગારોના છુટકારા માટે વસીલો બનાવજે આમીન યા મોજીબસ સાએલીન ખુદાપાકના ફઝલથી આઈ કીતાબ લખવાથી તારીખ ૧૪મી જીલકઅદા સને ૧૨૭૯ હીજરતીન નબીએ આખેરૂઝ ઝમાન શનીવારના ચાશતના વખત શહર **મક્કા મુબારકાહ** મોઅઝ્ઝમા થઇ અગર મે હું તે વખત કેટલાક હવાદીસમાં અને કશમકશમા હતો અય ખુદાપાક કીતાબ બના-વનારની બક્ષીશ કરજે અને તેના લખનારને અને જેણે એ કીતાબમા નજર કીધી નજર રજા અને ઇસલાહથી એનાયતની આખ સાથે અને સરવે ઉમ્મત મોહમ્મદ સલ્લાહો અલૈહે વસલ્લમને અને છેલ્લુ પુકારવુ

હમારૂં આ છે અલહમ્દો લીલ્લાહે રબ્બીલ આલમીન બે રહમતેકા યા અરહમર્રરા હેમીન.

---

## ઓલમાએ મકકા શરીફ અને મંદીના શરીફના કીતાબ હદયતુલ હરમૈન પર (ટુંક) અભીપ્રાયો.

### મકકા શરીફના મુફ્તી સાહેબનો અભીપ્રાય.

બીસમીલ્લાહીર રહમાનીર રહીમ વ સલલ્લાહો અલાસૈય્યેદેના મોહમ્મદીવ વ આલેહી વ સહબેહી અમ્મા બાદ મે આઇ કીતાબ (હદયતુલ હરમૈન)ને જોઇ અને મેં આઇ [દીની] સફાઇવાલા બગીચા (કીતાબ)મા (આપની) તવજ્જોહનો ઝડો ચલાવ્યો તો મે એ કીતાબને બહુ ફાએદા વાળી જોઇ એમાં જરૂરી ફાએદાઓ છે (જેથી અકીદાઓ સારા થાએ) અને બહુ મકસદો પર હાવી છે ખુદાપાક આઈ કીતાબ બનાવનારને તેની મહેનત પર મોટો સવાબ આપે અને આ લખાણુ મોઢાથી કહયુ અને પોતાની કલમથી લખ્યુ ખુદાપાકની બખસીશના ઉમેદવાર સૈયદ મોહમ્મદ હસન કોતોબબી હનફી મઝહબ ખલવતી મશરબ ઇલમ અને ફતવા (દેવાનો) ખાદીમ મકકા મોકર્રમા ઉમ્મુલ કોરામા [જે] કયામત સુધી બુઝરગ છે મહીના હરામ [મોહરમ] સને હીજરી ૧૨૮૦ મા

મોહર

—(૦)—

### બયતુલ્લાહ શરીફમાં દરસ આપનાર પ્રોફેસર અને મોહદ્દેસ સેખુલ આલેમા શેખ જમાલ સાહેબનો અભીપ્રાય.

---

બીસમીલ્લા હીર રહમાનીર રહીમ અમ્માબાદ આઇ રેસાલો [કીતાબ હદયતુલ હરમૈન] બારીક ફાયદાકારક છે. આઇ

રેસાલા સાથે મોટા હાદેસા [ખુરા અકોદાઓ] કે જેથી ઇમાન બગડે]થી નજાત પામે છે તે આદમી કે જે એને કબુલ કરે અને તેને ગેહરા તહ-કીકના મોતી મળે છે. અને રેસાલાએ [કીતાબ] દુશમનો પર દલાએલ કાતેઆ કાએમ કીધા તેથી રેસાલાએ તેના શુબ્હ (શક)ને બાતલ કરી દીધો આઇ [લખાણુ]ને કહ્યુ અને તેના લખવા માટે હુકમ કીધો રઇસુલ (સરદાર) મોદરરેસીન કેરામે મક્કા શરીફમાં કે પોતાના રબની મેહરબાનીનો ઉમ્મેદવાર (નામ) જમાલ બીન અબદુલ્લાહ શેખ ઓમર હનફી મોફસ્સીર મોહદ્દીસ બયતુલ્લાહ શરીફ મહેરબાની કરે. ખુદાપાક તેની સાથે અને સરવે મુસલમાનો સાથે આમીન આમીન. ૧૨ રબીઉલ અવ્વલ સને હીજરી ૧૨૮૦

| મોહર. |

---

## બયતુલ્લાહ શરીફના શેખુલ ઓલમાઅ શેખ દહલાન શાફેઈ સાહેબનો અભીપ્રાય.

અમ્માબાદ હુ આઇ રેસાલા હમીદા પર વાકેફ થયો અને એમા એકલાજ ખુબીવાળા માએનાને હુ સમજો આઇ કીતાબને બાગી અને ગુમરાહોની જડ ઉખેડનારી જોઈ એમા બહુ નુસુસ અને રેવાયતો જમા છે સાથ મોતીની લડીઓથી ખુદાપાક આઈ કીતાબના બનાવનારને જઝાએ ખેર ઇસ્લામ તરફથી આપે અને ખુદાપાક એની કોશીશ કબુલ કરે અને એમને પરહેજગારોમાથી બનાવે જેમણે ખુદાપાકના હુકમોની તાબેદારી કીધી અને ખુદાપાકે જે ચીજોથી મના કીધી તેથી દુર રહ્યા. (આઇ લખાણુ) કહ્યું પોતાના મોઢાથી અને પોતાની કલમથી લખ્યુ તાલેબ ઇલમનો ખાદીમ બયતુલ્લાહ શરીફમા જે કસીરૂઝ ઓતુબ વલ આસામ છે પોતાના રબની બખશીશનો ઉમેદવાર [નામ] આહમદ બીન દહલાન ગફ્ફર લ્લાહો લહુ વ લે વાલેદય હે વ સાએરીલ મુસલેમીન.

| મોહર. |

# મકકા શરીફના બીજા બુઝરગ આલેમોના અભીપ્રાયો.

---

ખુદાપાક આઈ કીતાબના લખનારને (સારો) બદલો આપે આમીન ખાદીમ શમશોદદીન વલદે અબદુર રહમાન મુઝવાલી અફલાહો અનહો રબબલ આલમીન.

| મોહર |

[૫] સહીહ **અબદુલ કાદેર ઇબને મોહમ્મદ સઈદ ફતની અફલ્લાહો અનહો**

| મોહર |

(૬) આઇ કીતાબમા લખ્યુ છે સહીહ છે

| મોહમ્મદ અશરફ |

(૭) આઈ કીતાબ લખનારને ખુદાપાક જઝાએ [ખેર] આપે.

| અબુ તાહેર સૈયદ મોહમ્મદ સીદદીકી |

(૮) આઇ કીતાબમા જે લખ્યું છે તે સહીહ છે

| ખોરાસાની વીલાતી |

(૯) આઇ કીતાબ લખનારે જે કહયુ તે હક છે ખાદેમુશશરી-અતે વલ મીનહાજ અબદુર રહમાન બીન અબદુલ્લાહ સેરાજીલ હનફી.

| મોહર. |

(૧૦) હુ ફકીર ઓલમાએ મુસલેમીનના કદમોની ખાક અહમદ આલ મોહાજીર દાગીસતાની મકકી મુદરરીસ મદરસા સુલેમાનીયાહ.

| મોહર. |

## મક્કા શરીફના મુફતીએ હંમબલી સાહેબનો અભીપ્રાય.

૧૧–અમ્માબાદ મે આઇ રેસાલો જોયો અને તેમા વીચાર કીધો તો મેં એમાં (ના સરવે મસઅલાઓ) હક વગર શકના જોયા લખ્યુ આને હકીર મોહમ્મદ બીન અબદુલ્લાહ બીન હોમમદ મુફતી હંમબલી મક્કા મોશરરફાહ × × × મોહર.

## મક્કા શરીફના માલેકી (મઝહબ)ના મુફતી સાહેબનો અભીપ્રાય.

૧૨–(અમ્મા) બાદ જ્યારે આઇ રેસાલા (કીતાબ)ને મે ઝરરા ઝરરા શરૂથી આખર સુધી જોયો એના હુકમો (મસઅલાઓ) ને મે હક (સહી) જોયા અને કુરઆન શરીફ અને હદીશ શરીફ અને ઈજમાઅ અને કેયાસના મોવીશીક જોયા લખ્યું આને હુસેન બીન ઈબરાહીમ મુફતી માલેકી મકકા શરીફમા મોસલલેયન મોસલલેમન હામેદન. × × × મોહર.

## મકકા શરીફના [મદરસાના] મોદરરીસ સાહેબનો અભીપ્રાય.

૧૩–હુ આઇ લતીફ મુખતસર રેસાલા પર મુતતલે થયો એને મે સવાબ (હક) જોયો લખ્યુ આને અફકરૂલ વરા એલલ્લાહ અબદુર રહમાન બીન હામેદ આફંદી મકકી મોદરરીસ × × × મોહર.

## મકકા શરીફના હઝરત સૈયદ અબદુર રહમાન નહરાવી વીગેરે સાહેબોનો અભીપ્રાય.

૧૪–(અમ્માબાદ) આઇ રેસાલા (કીતાબ)મા જે છે તે હક છે જેના તરફ મોતવજજેહ થવું વાજીબ છે અને એવો સવાબ (હક) છે કે મુશકેલીઓમા એના સીવા કહી ભરોસો નથી. અહમદ બીન મરહુમ સૈયદ અબદુર રહમાન નહરાવી × મોહર

૧૫–મોહર × મોહમ્મદ જલાલોદદીન.

૧૬–જે બનાવનારે કહ્યુ તે હક છે અને તેની તાબેદારી કરવા લાએક છે. × × × **મોહમ્મદ મુસતફા ઇલયાસ.**

૧૭–આઇ કીતાબમાં જે છે તે હક છે × × × **જાફરઆલ હુસૈયની અલબરઝનજી.**

૧૮-જે [કીતાબ] બનાવનારે] કહ્યું તે હક છે અને સેરાત મુસતકીમ (સીધો રસતો) છે. × **અબદુલ ખલીલીલ સઆદલ મરજાુ.**

---

## બયતુલ્લાહ શરીફના હરમ શરીફ (માં પઢાવનાર) મુદદરીસ સાહેબનો અભીપ્રાય.

---

૧૯–તહકીક આઇ રેસાલો મુશતમીલ છે ઉપર દલીલો રોશનના કે જેથી આફતાબ તેહકીકની રોશની થાએ અબદુરરહમાન બીન ઉસમાન જમાલ મોદરરીસ બયતુલ્લાહ શરીફમાં × **મોહર.**

## મદીના મોનવવરાના હનફી મુફતી સાહેબની તસદીક.



૨૦–નમકહુલ ફકીર એલૈયહે અઝઝ શાનો હુ અસસૈયદ અબુ સઇદીલ હનરીયુલ મુફતી મદીના મોનવવરાં અફલ્લાહો અનહો. × × × **મોહર.**

---

## મદીના શરીફના શેખુલ ઓલમા સાહેબની તસદીક.

૨૧–શેખુલ ઓલમા વલ મોદરરેસીન બે હરમે સૈયદુલ મુરસલીન અસસયયદ મુસાર મગરેબી અલમુદરરેસુલ હનફી અફલ્લાહો અનહો. × × × **મોહર.**

---

## હરમ મસજીદ નબવી શરીફના મુદરરીસ અને મેહરાબ નબવી અલલલાહો અલેહે વ સલલમના ઇમામ સાહેબની તસદીક

૨૨–અલ મોદરરીસ બીલ હરમીશ શરીફીન નબવી વ એમામ ખતીબ મોહરાબુન નબવી. મોહમ્મદ બાલી અફલલ્લાહો અનહો × × × **મોહર.**

---

## મસ્જીદે નબવી શરીફના મોદરરીસ અને ઇમામ અને ખતીબ મેહરાબ નબવી શરીફની તસ્દીક.

૨૩–અલ મેદરરીસ બીલ મસજીદીસ શરીફીન નબવી વ ઇમામ વ ખતીબ મેહરાબ હઝરત નબવી [સલલ્લાહો અલૈહે વ સલ્લમ] મોહમ્મદ અબુસ સઆદાત અફેલાહો અનહો.

૨૪–મોહંમદ ચાબ્બકુબ × × × મોહર.

---

૨૫–હરમ મકકા શરીફના બાબે ઈબરાહીમ પર મવલાના શેખ સૈયદ ગુલામ મોહયયોદીન દરસ આપે છે તેમની મોહર × સૈયદ ગુલામ મોહયયોદીન

૨૬–હઝરત શેખુલ ઓલમા શેખ આહમદ દહલાન શાફેઇ રહમતુલ્લાહના શાગીરદ અને હઝરત શાહ સુલેમાન રહમતુલ્લાહના ખલીફા શેખ હુસેનઅલી સાહેબની મોહર × હુસેનઅલી.

---

૨૭–હરમ મકકા શરીફમા બાબે ઈબરાહીમ પર શેખ જમાલોદદીન સાહેબ દરસ આપે છે તેમની મોહર × જમાલોદદીન.

૨૮–હઝરત નવાઝીશ અલી સાહેબ મરહુમ જેમણે મકકા શરીફમા વહાબી [પથના અકીદાઓથી] પણુથી તોબા કરી હતી અને ઇનતેકાલ રમાવ્યુ તેમની મોહર × નવાઝેશઅલી

તમ્મત વબીલ ફઝલે અમ્મત



# કીતાબ હદયતુલ હરમૈનપર હીંદના ઓલમાઅ અને મશાએખોના (ટુંક) અભીપ્રાયો.

ખુદાપાકના ફઝલથી જ્યારે કીતાબ હદયતુલ હરમૈનનો ગુજરાતીમા તરજુમો થયો તો કેટલાક બુઝરગોએ ફરમવ્યુ કે હીદુસ્તાનના પણ ઓલમાએ રબ્બાની અને મશાએખોના અભીપ્રાય આઇ કીતાબ પર લેવામા આવે તો સોના પર સુહાગા જેવુ થાએ તેથી મશહુર ઓલમાએ કેરામ પર આહ કીતાબ જે અરબી અને ઉરદુ તરજુમા વાલી હતી અભીપ્રાય માટે મોકલાવી અને કીતાબ છપાતાં સુધી જે અભીપ્રાયો ઓલમાએ કેરામના આવ્યા તે હાલ દેવામાં આવ્યા છે અને ઇનશાહ અલ્લાહ બીજા અભીપ્રાયો આવશે તે ઇનશાહ અલ્લાહ બીજી વખત દેવામા આવશે.

**૧-લખનઉવાલા રૂકનુલ મોતવકકેલીન વસ્સુફીય્યીન સનદુલ મોહદ્દેસીન વલ મોફસ્સેરીન જામેઅ મઅકુલ મનકુલ હઝરત મવલાના શાહ એનુલ કોઝાત સાહેબ રહમતુલ્લાહ અલૈહના મદરસા ફુરકાનીયાના મુફતીયુલ અહનાફ સાહેબનો અભીપ્રાય**

આઇ કીતાબને પોતાના બાબમા એકજ જોઇ અકલવાલાઓની તહકીકાત એમા જમા છે કીતાબથી માલમ પડે છે કે બનાવનારની નીગાહ બહુ વસીઅ હતી અલ્લાહ પાકનાજ માટે બનાવનારની ખુબી છે કે તેમણે સુઇ રેહનાગઓને જગાડયા અને ગફલતવાલાઓને ખબરદાર કીધા ખુદાપાક બનાવનારને સારો બદલો આપે વ આખેરો દઅવાના અનીલ હમદો લીલ્લાહે રબ્બીલ આલમીન. **અબુત્તાહેર ઝુહુર અહમદ બેહારી.**

મુફતીયુલ અહનાફ મદરસા આલીયા ફુરકાનીયાહ—લખનઊ.

---

**૨—વાકેફ અસરાર રબ્બાનીયા કાશેફ અસરાર એલાહીય્યા રૂક-નુલ સુફીય્યીન હઝરત મવલાના શાહ મોહમેદ અલીહુસેન સાહેબનો અભીપ્રાય [કછોછા શરીફ]**

---

મે કીતાબ હદયતુલ હરમૈનને કેટલીક જગ્યાથી સાંભળી એમા જે મસાએલ સાબીત કરવામા આવ્યા છે તેઓને પોતાના અને પોતાના મોતકદ્દેમીન મશાએખોના અકીદા અને અમલો માફક જોયા ખુદાપાક આઇ નફીસ હદયાને કબુલ ફરમાવે અને મુસલમાનોને એનાથી નફો પોચાડે—**સૈયદ મોહમ્મદ અલીહુસેન અશરફી.**

**૩—કછોછા શરીફવાલા સનદુલ મોહદ્દેસીન વલ મોફસ્સેરીન મોતઅખ્ખેરીન હઝરત મવલાના શાહ સૈયદ મોહમ્મદ મોહદ્દીસ સાહેબનો અભીપ્રાય**

બાદ હમદો સલાતના હક આઇ મસાએલમા કીતાબ બનાવનારની સાથે છે અને હક વધારે મુસતહક છે કે તેની તાબીદારી કરવામા આવે ખુદાએ પાક હમોને અને મુસલમાનોને જાહેલોની ગુમરાહીથી બચાવે.

**સૈયદ મોહમ્મદ અશરફી ખાદીમ હદીસ શરીફ જામેઆ અશરફીયા.**

---

૪–મહાન ખાજા ગરીબ નવાઝ સુલતાન અવલેયાઓહીંદ હઝરત ખાજા મોઈનુદ્દીન ચીશતી રહમતુલ્લાહ [અજમેર] શરીફના સજ્જાદાનશીન સાહેબનો અભીપ્રાય.

કીતાબ હદયતુલ હરમૈનને મેં જોઈ એમા શરએ અકીદાઓ કુરઆન શરીફની આયતો અને હઝરતની હદીસોના માફક છે અહલે સુન્નત વ જમાઅતનો એજ તરીકા પર અમલ છે આઈ જમાનામા આઈ (કીતાબ) એક નાદેર ચીજ છે અહલે ઇસ્લામને જોઇએ કે એની કદર કરે.

**દીવાન સૈયદ આલે રસુલ,**

સજ્જાદા નશીન આસતાના આલયા–અજમેર શરીફ

---

આલેમ બા અમલ ફાઝેલે અજલ મવલાના નઝીર અહમદ ખુજંદી સાહેબ તથા જામેઅ માઅકુલો મનકુલ હઝરત મવલાના શાહ અબદુલ અલીમ સીદ્દીકી સાહેબ તથા આલેમે નહરીર ફાઝેલે બેનઝીર મવલાના એહમદ મુખતાર સીદ્દીકી સાહેબનો અભીપ્રાય

૫–આઇ કીતાબ હદયતુલ હરમૈન અહલે સુન્નત વ જમાઅતની ખાસ કીતાબ છે એમાં જે અકીદા છે તે બીલકુલ સહીહ (હક) છે

**નઝીર અહમદ ખુજંદી.**

૬–હુ એની તસદીક કરૂં છું—**મોહમ્મદ અબદુલ અલીમ** (સીદ્દીકી)

૭–મારા નજદીક પણ આઇ કીતાબમા અહલે સુન્નત વ જમાઅતના સહીહ (હક) અકીદા દરજ છે

**અહમદ મુખતાર સીદ્દીકી (મેરઠ)**

---

**ઓલમાએ દેહલીના અભીપ્રાયો**

૮–આઇ કીતાબને મે બહુ વીચાર કરી પછી સહીહ હદીસોથી બરાબર જોઇ—**મોહમ્મદ અબદુલ મજીદ મોહતમીમ મદરસા નોઅમાનીયાહ દીલ્લી.**

૯–ફકીર મોહમ્મદ ઇમાદોદદીન કાદેરી.

(મોદરરીસ અવ્વલ મદરસા નોઅમાન્યા દેહલી)

૧૦–મેં આઇ રીસાલા હદયતુલ હરમૈનને કેટલીક જગાથી જોયો ગુમરાહ અને બીદઅતીના શુબહાતના જવાબમા બહુ મજબુત દલીલોથી ઇસનેદલાલ ફરમાવ્યો છે મોહમ્મદ મઝહરૂલ્લા ગફરલહુ ઇમામ મસજીદ ફતેહપુરી દેહલી.

૧૧–આઇ કીતાબ યકીની સહીહ છે

૧૨–મોહમ્મદ શફીકુલ્લાહ મુદરરીસ મદરસા નોઅમાનયા અબદુલ ખાલેક મોદરરીસ મદરસા નોઅમાનયા દેહલી

---

૧૩–બનારસવાળા મવલાના સાહેબનો અભીપ્રાય.

આઇ કીતાબ બીલકુલ અહલે સુન્નત વલ જમાઅતના અકીદાઓના માફક છે

મોહમ્મદ અમાનતુલ્લાહ અફૂલ્લાહો અનહો.

---

૧૪–મારેહ્રા બીલ્લાહ હામીએ સુન્નત નાસેરે શરીઅત મવલાના સૈયદ અહમદ અલવી સાહેબનો અભીપ્રાય. [અમદાવાદ]

મે કીતાબ હદયતુલ હરમૈનને પહેલાથી છેલ્લાં સુધી સારી રીતે પઢી તમામ અકીદા સુન્નત વ જમાઅત માફક છે આઇ કીતાબ મુસલમાનો માટે બહુ ફાએદાની છે સઇયદ અહમદ અલવી.

---

૧૫–હામીએ સુન્નત નાસેરે શરીઅત હઝરત મવલાના અબદુલ મુનઇમ બાઅકઝા સાહેબ ખતીબ જામેએ મસજીદ [મુંબઇ]નો અભીપ્રાય.

રૈસાલા હદયતુલ હરમૈનની તઅરીફ મારાથી થવી મુશકીલ છે અને વધારે ખુબી એમા એ છે (કે) અકાએદ બેલાફ અહલે સુન્નત વલ જમાઅતથી કીતાબ બનાવનારે તે એહતેયાત કરી છે કે દરેક મુસલમાન મોકલ્લીદ વગર તકલીફે એનાથી [કીતાબથી] ફાએદો ઊઠાવી શકે છે.

અબદુલ મુનઇમ બાઅકઝા ખતીબ જામેઅ મસજીદ બમબઇ.

---

**૧૬-આલેમે અજલ ફાઝેલે અકમલ મવલાના સઅદુલ્લાહ મક્કી સાહેબ મોહતમીમ મદરસા સઅદીય્યા મક્કા શરીફ અને ઝકરયા મસજીદના ખતીબ સાહેબનો અભીપ્રાય**

કીતાબ હદયતુલ હરમૈન પર લાએક છે કે અમલ કરવામા આવે અને એનાજ ઉપર ઓલમાએ હરમૈન શરીફૈન (મક્કા શરીફ મદીના શરીફ)ને (હાલ) જોયા —**મોહમ્મદ સઅદુલ્લાહ મક્કી.**

---

**૧૭-જામેઅ મઅકુલો મન્કુલ હાવીએ ફુરૂઓ ઊસુલ મવલાના અબ્દુર રહમાન મુફ્તી સાહેબ (ગોધરા)નો અભીપ્રાય**

કીતાબ હદયતુલ હરમૈનને પેહેલાથી આખર સુધી જોઇ એમાના દરેક મસઅલા કુરઆન શરીફ અને અહાદીસ અને ઇજમાઅ અને કેયાસ થી મુસન્નેફે સાબીત કીધા છે એ કીતાબ મોઅતબર થવા માટે એટલુ બસ છે કે એના પર મક્કા શરીફ અને મદીના શરીફના બુઝરૂગ ઓલમાએ જોરદાર તઅરીફો લખી છે

**અબ્દુર્રહમાન બીન મવલાના ઇસા—ગોધરવી.**

---

**૧૮-મોહીબ્બુલ ઓલમા વલ મશાએખ શેઠ તુરાવા સાહેબના મદરસાના મુદર્રીસ સાહેબનો અભીપ્રાય.**

કીતાબ હદયતુલ હરમૈનને જોઇ મુવાફીક કેતાબુલ્લાહ અને અહાદીસ નબવીય્યાહ જોઇ ખુદાપાક એનાથી સરવે મુસલમાનોને ફેઝ પોચાડે

**મોહમ્મદ અનવર શાહ**,-મોદર્રીસ મદરસા તુરાવા-[સુરત.]

---

**૧૯-જામેઅ કમાલાત ઝાહેરી વ બાતેની વહીદુલ અસર ફરીદુદ દહર હઝરત મવલાના શાહ વજીહોદ્દીન સાહેબના સજ્જાદા નશીન સાહેબનો અભીપ્રાય.**

મેં કીતાબ હદયતુલ હરમેનને ઉરદુ તરજુમા સાથે જોઈ તમામ કીતાબ અહલે સુન્નત જમાઅતના અકીદાઓ માફક છે એના વીરૂધ્ધ જે અકીદાઓ છે તે ગુમરાહીવાલા છે -**સઇયદ બડા સાહેબ.**

---

**૨૦–હામીએ સુન્નત મવલાના ખુબ સાહેબનો અભીપ્રાય.**

મેં આઇ કીતાબ હદયતુલ હરમૈનને બઅઝ જગ્યાથી જોઇ હકી-) મા ફાઝેલ મોસન્નીફે બાતેલ (ગુમરાહ) અકીદાના રદદીઆમાં અને હક અકીદાની તસદીકમાં જાહેર કરવામા તે કામ કીધુ છે જેની નઝીર આ પહેલાં મારી નઝરથી નથી ગુજરી

**મોહમમ્મદ ખુબ (નકશબંદી-અહમદઆબાદ)**

---

**૨૧–મોહબ્બે સુન્નત અદુવ્વે બીદઅત મવલાના ઇસમાઈલ કટાલવી [જીલે સુરત] સાહેબનો અભીપ્રાય**

મેં (કીતાબ) હદયતુલ હરમૈનને જોઇ કુરઆન અને હદીસની દલીલો વાલી જોઇ એના પર મુસલમાનોને અમલ કરવો બેઉજહાનની ફલાહનો સબબ છે—**ઈસમાઇલ હસન ઈટાલવી.**

---

**મદરસા હાશમીયા ઝકરયા મસજીદ તથા દારૂલ ઊલમ** કમુ શેઠ તથા **મદરસ તુલ ઇસલામ મીનાર મસજીદ વીગેરે બમબઇના મોદરરેસીનોના અભીપ્રાયો**

૨૨–આઇ કીતાબમા અહલે સુન્નત વલ જમાઅતના માફક અકીદા છે—**મોહમ્મદ શફીક મોદરરીસ મદરસા હાશમીયાહ–મુંબઈ**

૨૩–**તુફેલ અહમદ મોદરરીસ** દારૂલ ઉલુમ કમુન સાઅબુબ સેઠ મરહુમ મુંબઇ

૨૪–**મોહમ્મદ ફેઝુલ હક હનફી** ચીશતી કાદેરી વાએઝુલ ઇસલામ

૨૫–**અબદુલ ખાલેક જોનપુરી** મોદરરીસ મદરસતુલ ઇસલામ મસજીદ મીનારા–મુંબઇ

---

**૨૬–આલેમે બે બદલ મવલાના અબદુલ્લાહ (વડોદરા) સાહેબનો અભીપ્રાય.**

મેં આઇ રેસાલા હદયતુલ હરમૈનનો મોતાલેઓ કીધો તો પુરી રીતે અહલે સુન્નત વ જમાઅતના અકીદાઓ માફક જોયો

**અબદુલ્લાહ બડોદવી અફા અનહો.**

**૨૭-મખઝને ફ્ઝાએલ ઝાહેરી વ બાતેની અલ્લામાહ મવલા અબદુલ બારી સાહેબનો અભીપ્રાય**

અમ્માબાદ ફકીર મીસકીન મોહમ્મદ કેયામે અબદુલ બારી લખનવી અફલ્લાહો અનહોએ કે જગ્યાથી ગેસાલા હદયતુલ હરમૈનમા જોયુ જે મતલબો પર શામીલ [તે] એવા જરૂરી છે કે તેનુ જાણવુ દરેક સુન્ની મઝહબ હનફી અકી વાલા પર લાઝીમ છે [ફરેલા] લોકો એજ મસઅલાઓમા જગડે છે અને બુઝરગોથી જાહેલોને બદ અકીદા કરે છે ખુદાએ પાક બનાવનારને નારો બદલો આપે અને મુસલમાનોને (સારા અકીદાની) નેક તોફીક આપે કે તેઓ સહીહ અકીદાઓ પર કાએમ રહે × **ફકીર મોહમ્મદ અબદુલ બારી અફલ્લાહો અનહો.**

---

**૨૮-ફખરૂલ ઓલમાઅ ઝુબદતુલ ઓલમાઅ રાઅસુલ મોફસ્સેરીન હઝરત મવલાના નેસાર અહમદ કાનપુરી મુફ્તી આઅઝમ સાહેબનો અભીપ્રાય.**

આ કીતાબને મે પઢી એમા તેજ અકીદાઓ જોયા જેના પર ઓલમાએ અહલે સુન્નત વલ જમાઅતનો ઇત્તેફાક છે એજ અકીદા હક છે એના વીરૂધના [અકીદા] ખરાબ [ગુમરાહ કરનારા] અકીદા છે (કે) જેથી મુસલમાનોને બચવુ જરૂરી છે—**નેસાર અહમદ અફલ્લાહો અનહો**

---

**૨૯-હામીયે દીન નાસેરે શરએ મતીન સેરાજુલ ઓલમા હઝરત મવલાના શાહ અબદુલ માજેદ સાહેબ બદાયુનીનો અભીપ્રાય.**

કીતાબ હદયતુલ હરમન જેના મસાએલ અને મસાહેલ અહલે સુન્નત વલ જમાઅતના નગીકાની તાઇદ અને હેમાયતમા છે અને અવામ અહલે સુન્નત (વલજમાઅત)ને બેહદ ફાએદાકારક અને નફો દેનાર છે મારી દુઆ છે કે ખુદાપાક મુસલમાનો માટે આને નાફેઅ બનાવે.

**અબદુલ માજેદ કાદેરી બદાયુની**

---

સુરત, બરાનપુરી ભાગળ ભાજીવાળી પોળમા આવેલા શ્રી 'અમ્બિકા વિજય' પ્રિન્ટીંગ પ્રેસમા હરગોવનદાસ હરકીસનદાસે છાપી.